( aprise tout seul sans maitre

# LE MAITRE POPULA

ou

La guide à la langue franSai



**PART. 1.**

**AVEC**

(Grammaire,'phrase, mots, prononciation en

PAR

**J. M. Raval Instituteur de l'Indi**



l'e'cole à Majunga ( Madagascar )

1 e'me e'dition.

500, copies

Rien ne vaut pour apprendre:
une langue e'tran ge're.

Ce livre Merveilleux. Le Maitre Populaire,

**Prix. 6. franes.** **Postage libre.**

**1919.**

[illegible]rseillese ( લા માર્સેઇઝ ) રાજ્ગીત:

[illegible] enfants de la patrie..
ઝાંફાં દે લા પાત્રી

jour de gloire est arrive'
જુર દે ગ્લુવાર એતા રીવે

[illegible]tre nous de la tyrannie,.
ત નુ દે લા તીરાની

l'etendard sanglant est leve'.
લેતાંદાર્ સાંગ્લાં એ લેવે.

l'etendard sanglant est leve'
લેતાંદાર્ સાંગ્લાં એ લેવે.

Entendez vous dans ces campagnes,
આતાંદે વુ દાં સે કામ્પાયં

Mugir ces feroces soldats ?
મિઝીર સે ફેરોસ સોલ્દા ?

Ils viement jusque dans nos bras,
ઈલ વિયમાં ઝીસ્ક દાં નો બ્રા.

Egorger vos fils, vos campagnes..
અગોર્જે વો ફીસ વો કામ્પાયં,

Aux armes citoyens.
ઓ ઝાર્મ સીતુયાં

Formez vos bataillons.
ફોર્મે વો બાતાયોં

Marchons, marchons, qu'un sang impur
માર્શો માર્શો કે સાં એંપીર

abreuve nos sillons.
આબ્રેવ નો સીઓં

# અર્પણ પત્રિકા.



વિદ્યાનુરાગી, સાહિત્ય પ્રેમી, શ્રીયુત શેઠજી સાહેબ
રયામજી કાસમ કચરા ખોજા માજુંગાનિવાસી કે
જેઓ વિદ્યાવૃદ્ધિ માટે તેમજ સાહિત્ય પ્રચારાર્થે
તન, મન ને ધનથી પરમ પુરૂષાર્થ કરી
રહ્યા છે. જેના પ્રત્યક્ષ પ્રમાણ ચિન્હરૂપ
આ પુસ્તક પ્રસિદ્ધ કરવાનું મને
સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું છે એવા
ઉદાર ચરિત્ર સજ્જનનાં
હૃદય કંઠમાં આ
વખણાયેલ

(Le Maitre Populaire, ou La Guide à La Langue Français Part I)

**ફ્રેન્ચ શિક્ષક યા ફ્રેન્ચ ભાષાનો ભોમીયો ભાગ ૧**

નામની પુષ્પમાળા આરોપું છું.

માજુંગા,
તા૦ ૧-૨-૧૯૧૯.



સ્નેહાંકિત,
માસ્તર જગજીવન મહાશંકર
ના દુઆ સલામ.

# પ્રસ્તાવના.



'To see oneself in print' પોતાની કૃતી છપાએલી જોવાની ઇચ્છા કે વિદ્વાન, તરીકે ગણાવવાની ઇચ્છાએ નહિં, પરંતુ આપણે—હિંદીભાઇઓ ઘણાં વર્ષો થયા ફ્રેન્ચ કોલોનીમાં વસીએ છીએ. અને આપણા પ્રત્યેક કાર્યો આપણી રાજભાષા "ફ્રેન્ચ ભાષા" જાણવા ફરજ પાડે છે. છતાં દિલગિરિની વાત એ છે કે આજ સુધીમાં એકે એવું પુસ્તક પ્રગટ થયું નથી, કે જે આપણને તે ભાષા જાણવા સહાયરૂપ થઇ પડે. જોકે આપણામાં કેટલાંક તે ભાષા બોલે છે, પણ તે ઘણીખરી અશુદ્ધ અને વ્યાકરણના દોષવાળી બોલે છે અને પ્રાયઃ લખતાં તો આવડતીજ નથી.

ઉપર પ્રમાણે સમગ્ર હિંદીભાઇઓની મુસ્કેલી દ્રષ્ટી ગોચર થતાં, તે મુસ્કેલી દુર કરવા કોઇએક સારાં અને વ્યવહારૂં સત્યજ્ઞાન આપનારા પુસ્તકની જરૂર જણાતાં, તે પુસ્તક તૈયાર કરવા તરતજ નિશ્ચય કર્યો; અને તે ભાષાના વ્યાકરણ સંબંધીના પુસ્તકોદ્વારા જરૂર પડતું જ્ઞાન એકત્ર કરતો, અને તે એકત્ર કરેલાં ભંડારને હિંદીભાઇઓની સમક્ષ મુકવા ભાગ્યશાળી થયો છું. અને ફ્રેન્ચ ભાષા શીખવા ઇચ્છા રાખનાર અભ્યાસીઓ માટે વખણાએલ ફ્રેન્ચ શિક્ષક યા ફ્રેન્ચ ભાષાનો ભોમીયો ભાગ ૧ એ નામનું અતિ અગત્યનું પુસ્તક લોકપ્રિય થઇ પડશે, એવી આશા રાખું છું અને જેટલે અંશે ઉપર્યુકત ઉદ્દેશ મારો પાર પડશે. તેટલે અંશે મારો કરેલો પ્રયત્ન સફળ થયો માનીશ.

ફ્રેન્ચ ભાષાના અભ્યાસકને શરૂઆતમાં આપેલ સુચનાપર પુરતુ લક્ષ આપવા ભલામણ કરૂં છું. ફ્રેન્ચ ભાષા ઘણી કોમળ છે અને તેના ઉચ્ચાર ઘણા અઘરા છે. તેથી બોલનાર શુદ્ધ કોમળ બોલે તોજ સમજાય. કેટલાંક અક્ષરના ઉચ્ચાર એવા છે કે તેવા ગુજરાતી ભાષામાં નથી. માટે તેની સમજણ અત્રે આપવી વાજબી થઇ પડશે

u (ઇય) આ અક્ષરનો ઉચ્ચાર એ હોઠ પાસે રાખી મોરચની (ય) ના જેવો કંઠમાંથી (ઇય) ઉચ્ચાર કરવો જ્યાં (u) આ અક્ષર વાપર્યો છે ત્યાં તેનો ઉચ્ચાર દીર્ઘ (ી) મુકેલી છે પણ તે બોલવામાં કોમળ ઉચ્ચાર કરવો જેમ–cure (કીયરે)

g. j. આ અક્ષરોના ઉચ્ચારને ઠેકાણે ગુજરાતી ઝ મુકયો છે પણ તેનો ઉચ્ચાર સ ને ઝ ભેળવીને ઉચ્ચાર કરવો તેવો ઉચ્ચાર ગુજરાતીમાં નથી.

ફ્રેન્ચ ભાષામાં નામની પહેલાં આર્ટીકલ મુકી બોલવાની રુઢી છે. જુઓ પાનુ ૧૭ મે પાઠ ૧.

આ લઘુ પુસ્તક તૈયાર કરવામાં વારંવાર યોગ્ય સુચના કરનાર તેમજ મારા લખાણો તપાસી સુધારોવધારો કરનાર મી૦ પડધરી નિવાસી વલભદાસ ડાહ્યાભાઇ સોની તથા છપાઇ તૈયાર થઇ આવતાં પ્રુફો તપાસનાર સી. એ. મહેતા, બી. એ. એજ્યુકેશનર ધ્રાગધ્રા સ્ટેટ આ બેઉ ગૃહસ્થોનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

આ મારા પ્રથમ પ્રયત્નમાં કંઇ દોષ નજરે પડે તો ક્ષમા આપશો, એવી પ્રત્યેક ઉદાર બંધુ પાસે યાચનાં કરવામાં આવે છે. મનુષ્ય માત્ર ભુલને પાત્ર છે. તો મેં સ્કુલ કાર્ય કરતાં, અભ્યાસ કરતાં, ઉપરાંત એક કલાક જેવા અલ્પ સમયમાં દરરોજ આ કાર્ય કરતો હતો, તેથી અલબત આ પુસ્તકમાં ઘણી ભુલો રહી ગઇ હશે, તો તે સુધારવા પ્રત્યેક સુજ્ઞ બંધુઓને વિનંતી કરવામાં આવે છે. તે ખાતે તેઓના આભાર માની બીજી આવૃત્તીમાં સુધારો કરવામાં આવશે.

લી૦ પ્રકાશક,

હળવદ, તા૦ ૧–૬–૧૯૧૫.

જગજીવન માહાશંકર સ્કુલ માસ્તર,
માજુંગા, (માડાગાસ્કર),

# શુદ્ધિપત્રક.



| અશુદ્ધ. | શુદ્ધ. | પાનું. |
|---|---|---|
| bolanger | boulanger | ૧૨ |
| મોનીય | મોંનાયં | ૧૩ |
| bowurs | bours | ૧૪ |
| burre | beurre | ૨૦. |
| flear | fleur | ,, |
| kanif | canif | ૨૪ |
| carix | ,, | ,, |
| cing | cinq | ,, |
| sœwer | sœurs | ૨૫ |
| lang | langue | ૨૬ |
| રાંધણીયું | પિત્રાઇ બેન | ૩૦ |
| chattau | chsteau | ૩૧ |
| શત્રની | રાતની | ૩૪ |
| ou | au | ,, |
| ઓંદા | ઝાંફા | ,, |
| auoat | auront | ૩૭ |
| at | et | ૩૮ |
| hewer | heure | ૪૭ |
| œ | où | ૪૮ |
| bacoup | beaucoup | ૬૧ |
| famme | femme | ૬૩ |
| livere | livre | ,, |
| bœut | bœuf | ૬૪ |
| voche | vache | ,, |
| jadin | jardin | ૬૫ |

| અશુદ્ધ. | શુદ્ધ. | પાનું. |
|---|---|---|
| ei | ci | ૬૬ |
| purents | parents | ૬૭ |
| vieuse | vieux | ૬૯ |
| કાસકેત | કાસકૈત | ૭૦ |
| pait | huit | ૭૨ |
| નોતધુશ | સાંત કાતોર્ઝ | ૭૩ |
| ધુઝ | કેંઝ | ,, |
| fales | faites | ૭૬ |
| umetir | uniéme | ૭૮ |
| qel | quel | ,, |
| appliqué | appliqué | ૮૦ |
| jalous | jalouse | ૮૯ |
| sernt | seint | ૯૨ |
| soldas | soldats | ૯૬ |
| heureuse | heureux | ૧૦૦ |
| સેમીર | સેઝીર | ૧૧૮ |
| ssli | sali | ૧૨૦ |
| méchant | méchant | ૧૨૧ |
| eigogne | cigogne | ૧૨૯ |
| donc | donc | ,, |
| naissance | naissance | ૧૩૦ |
| l'orgent | l'argent | ૧૩૪ |



La langue francais sans maître en 6 moisc

alphabets (આલ્ફાબે) મુળાક્ષરો.

| | |
|---|---|
| A. a (આ) આ. અ. | R. r (એર) ર. |
| B. b (બે) બ. | S. s (એસ) સ. |
| C. c (સે) સ. ક. | T. t (તે) ત. |
| D. d (દે) દ. | *U. u (ઇય) ઇ. |
| E e (એ) એ. અ. | V. v (વે) વ. |
| F. f (એફ) ફ. | W. w (દુબ્લવે) વ. |
| G. g. (ઝે) ઝ. ગ. | X. x (ઇક્ષ) ક્ષ. ઝ. સ. |
| H. h (આપ) હ. અ. | Y (ઇગ્રેક) ઇ. |
| I. i (ઇ) ઇ. | Z (ઝેદ) ઝ. |
| J. j (ઝી) જ. ઝ = | ખ. kh. |
| K. k. (કા) ક. | ચ. tch. |
| L. l (એલ) લ. | છ ts. |
| M. m (એમ) મ. | જ. dj. |
| N. n (એન) ન. | ઠ th. |
| O o (ઓ) ઓ. | ફ f, ph. |
| P. p. (પે) પ. | ભ bh. |
| Q. q (કી) ક. | શ ch. |

૧ ઉપરથી આલ્ફાબેમાં six (સી) ૭. voyelle (વુઉવાએલ) સ્વર છે બાકી Dix neuf (ધીઝનેફ) ૧૯ consonne (કોન્સોન) વ્યંજન છે.

સ્વર a. e. i. o. u. y. બાકીના k. w. વગર ૧૯ વ્યંજન છે k અને w બીજી ભાષામાં વપરાય છે.

---

* જુઓ પાનું ૩ — એ હોઠ બીડીને કંઠથી ઉચ્ચાર છે તે ય. બોલાય એવી રીતે બોલો જો નામમાં જ આવે તો d j (દે ઝે) સાથે જ થાય નહિ તો ઝ થાય.

## ૨ ફ્રેન્ચ ભાષામાં વપરાતા ચિન્હની સમજુતી.

૧ ( ' ) આપોસ્ત્રોફ ) સંક્ષીપ ચિન્હ શબ્દનો પહેલો અક્ષર a e i અથવા h હોય અને આગલા શબ્દનો છેલ્લો અક્ષર સ્વર હોય તો પહેલો સ્વર કાઢી વચ્ચે ( ' ) આપોસ્ત્રોપ મુકે છે જેમકે le or si il તેને બદલે l'or s'il લોર સીલ વગેરે.

૨ le trema (લે ત્રેમા) આવું (.. ) ચિન્હ e i ઉપર આવે ત્યારે લાંબો અને બે સ્વરના જુદા ઉચ્ચાર થાય છે. જેમ haïr (હાઇર) ધિકારવું, noël (નોએલ

૩ la cedill (લા સેદીલ) , જો c (સે) ની પછી a o u આવેલ હોય અને c (સે) ની ની નીચે સેદીલ હોય તો સ ઉચ્ચાર થાય છે જેમ façade (ફાસાદ) આગલો ભાગ, સામું reçu (રેસી) મળ્યું.

૪ – આવું ચિન્હ બે શબ્દની વચમાં હોય ત્યારે બે શબ્દ જોડેલા દેખાડે છે જેમ as-tu (આ તી) dit-il (દિતિલ)

## ૩ ફ્રેન્ચ ભાષામાં ત્રણ માત્રા છે તે નીચે પ્રમાણે.

( ' ) é. accent aigu ( આંકસાં તેગી ) ટુંકા ઉચ્ચાર (એ) થાય છે été ( એ તે )

( ` ) è à accent grave ( આકસાંગ્રાવ ) એ હોઠ ગોળાકાર વાળી પહોળો ઉચ્ચાર કરવો.

( ^ ) ê â ô accent circanflexe ( આકસાંસીરકોંફ્લેક્ષ ) તે કોઇપણ સ્વર ઉપર આવેલ હોય ત્યારે મોઢું ઉઘાડી પહોળો ઉચ્ચાર કરવો.

## ૪ સ્વરના શુધ્ધ ઉચ્ચાર.

a ( આ કોઇ વખતે લાંબો તેમજ કોઇ વખત ટુંકો ઉચ્ચાર થાય છે rare ( રા ર ) âme ( આમ ) એ લાંબો અને la bal mal ( લા, બાલ, માલ ) matin ( મતેં ) એ બધાં ટુંકા ઉચ્ચાર છે.

e ( એ ) એક પદી શબ્દમાં વપરાએલ હોય ત્યારે ત્યારે તેનો ઉચ્ચાર ( એ ) થાય છે જેમ le, ne ( લે, ને ) પણ એક પદી કરતાં વધારે પદવાળા શબ્દમાં વખતે ઉચ્ચાર થતો નથી જેમ table (તાબ્લ) rare ( રાર ) ( ' ) આવું ચિન્હ હમેશાં ( e ) એ ઉપરજ હોય છે ત્યારે તેનો શુધ્ધ ઉચ્ચાર ( é ) એ થાય છે è ê ( એ ) ઉપર

આકસાંગ્રાવ અથવા આકસાં સીરકોંફ્લેક્ષ એ બંને ચિન્હો a o e એ ત્રણે સ્વર ઉપર વપરાય છે ત્યારે પહોળા ઉચ્ચાર થાય છે note-1 E સ્વર જો કોઇપણ શબ્દની વચમાં વપરાએલ હોય છે અને તેને છેડે (એટલે શબ્દનો) માત્ર વ્યંજનથી પુરો થતો હોય તો તે વપરાએલ e નો ઉચ્ચાર એ થાય છે જેમ;— regard (રેગાર) lever (લેવે) ceci (સેસી)

૨ વળી બીજો નિયમ એવો છે કે કોઇ શબ્દમાં છેડે d r z આવે તેની પહેલાં (e) આવે તો તેનો ઉચ્ચાર એ, થાય પણ છેડાના અક્ષરના ઉચ્ચાર થાય નહિ જેમ:— pied (પીએ) પગ donner (દોને) આપવું assez (આસે)

૩ વળી જ્યારે e (એ) પછી r અથવા કોઇપણ વ્યંજન આવે તો તેના ઉચ્ચાર થાય છે જેમ:- fer (ફેર) verre (વેર) ગ્લાસ frère (ફ્રેર) ભાઇ hier (ઇએર) કાલે vexé (વેક્સે) blessé (બ્લેસે)

૬ જ્યારે e (એ) પછી mm., mn. nn. ડબલ એમ, એમ એન; અથવા ડબલ એન આવતા હોય ત્યારે એ નો આ થાય છે ક્રિયા વિશેષણમાં ઘણું કરીને આ ઉચ્ચાર થાય છે femme (ફામ) બાયડી solennel (સોલ.નેલ) પવિત્ર hennir (હાનીર) ખોંખારવું, હણહણવું prudemment (પ્રીદ્રાંમાં) ડહાપણવાળું.

i (ઇ) નો ઉચ્ચાર એકજ છે કોઇ વખત લાંબો અને કોઇ વખતે ટુંકો ઉચ્ચાર થાય છે જેમ vie (વી) જીંદગી lire (લીર) વાંચવું બાકી હમેશાં સાધારણ ઉચ્ચાર રહે છે.

o (ઓ) ઓ ની માફક ઉચ્ચાર થાય છે જેમ ગુજરાતીમાં પહોળો ને ટુંકો ઉચ્ચાર થાય છે, તેમ ફ્રેન્ચીમાં પણ છે.

ગુજરાતી ઉચ્ચાર માટે પક્ષી, મોર, આંબલી અથવા આંબાનો તેમ ફ્રેન્ચીમાં પણ છે mot (મો) trop (ત્રો) એ ટુંકા ઉચ્ચાર dose (દોઝ) rose (રોઝ) એ લાંબા ઉચ્ચાર અથવા પહોળા

u (ઇય) આ ઉચ્ચાર વિષે ગુજરાતીમાં એવો કોઇ અક્ષર નથી કે સમજાવી શકીએ પણ આલ્ફાબેમાં (u) ની નોટમાં સમજાવેલ છે તે પ્રમાણે ધ્યાન આપી ઉચ્ચાર કરવો, નહિ તો કોઇ ફ્રેન્ચ જાણનાર

પાસે ઉચ્ચાર શીખી, શરૂ કરવું જેમ sur ( સીર ) murmure ( મીરમીર ) e ( એ ) ની વચમાં u ( યુ ) વપરાયેલ હોય તો પણ ( યુ ) નો ઉચ્ચાર થતો નથી જેમકે guerre ( ગેર ) guide ( ગીધ ) figue ( ફીગ ) bague ( બાગ ) માત્ર જે શબ્દ guë થી પુરો થાય છે તેનોજ ઉચ્ચાર માત્ર ( યુ ) થાય છે. અને વળી પણ arguer ( આર્ગે ) aiguille ( એગ્વી ) aiguiser ( એગ્વીઝે ) તેમાંજ માત્ર ( યુ ) નો ઉચ્ચાર થાય છે.

## Y. y. ના ઉચ્ચાર

y ( ઇગ્રેક ) અક્ષરનો હંમેશાં ઇ જ ઉચાર થાય છે જેમકે syllabe ( સીલાબ ) physique ( ફીઝીક ) analyse ( આનાલીઝ ) પણ જ્યારે કોઇપણ સ્વર y ની બાજુમાં મુકાય છે ત્યારે તેનો ઉચ્ચાર બદલે છે જુઓ ખંડક ૫. માં ay, oy, uy.

---

## ( ૫ ) ડબલ સ્વર ભેગા થાય ત્યાંરના ઉચ્ચાર.

Ai, આ અને ઇ જ્યારે સાથે આવે છે ત્યારે તેનો ઉચ્ચાર (એ) થાય છે જેમકે mais ( મે ) faire ( ફેર )

Au, eau, આ અને યુ અને ( એ આ યુ ) સાથે હોય ત્યારે તેનો ઉચ્ચાર ( ઓ ) થાય છે જેમકે haute ( હોત ) maux ( મો ) veau ( વો ) bateau ( બાતો )

Ay આ અને ઇગ્રેક એ બે સ્વરો સાથે હોય ત્યારે તેનો ઉચ્ચાર ( એઇ ) થાય છે જેમકે paysage ( પેઇઝાઝ ) paysanne (પેઇઝાન)

Ei એ અને ઇ સ્વર સાથે હોય ત્યારે પણ a i ની માફક (એ) જ ઉચ્ચાર થાય છે.

Eu, œu, એ અને યુ, અને ઓ અને એ અને યુ એ સ્વરો સાથે હોય ત્યારે તેનો ઉચાર એ થાય છે, ધ્યાન રાખવું કે (એ) ને કંઠના ઉચ્ચારથી બોલવો અને હોઠને તાણીને કંઠનો નાદ કરવો તેથી eu ( એ ) હસ્વ આવશે. જેમકે peu ( પે ) feu ( ફે ) cœur (કેર) bœuf ( બેફ ) બળદ.

Oi oe, ઓ અને ઇ સ્વર સાથે આવે ત્યારે ઉવા ઉચાર થાય છે. જેમકે roi ( રૂવા ) foi ( ફુઉઆ ) પણ જો O ( ઓ ) ની પછી e ( એ ) આવે તો ( ઓ એ ) ઉચાર થાય છે જેમકે poële ( પોએલ )

Ou. ઓ અને યુ સાથે આવે ત્યારે ( ઉ ) ઉચ્ચાર થાય છે તેમ કાઈ વખત લાંબો ઉચ્ચાર થાય છે ટુંકો ઉચાર જેમકે mou ( મુ ) vous ( વુ ) લાંબો ઉચ્ચાર જેમકે cour ( કુર ) croute ( ક્રૂત )

Oy. uy. ઓ અને ઇગ્રેક સાથે હોય ત્યારે ( ઉવાય ) ઉચ્ચાર થાય છે જેમકે foyer ( ફુઉવાયે ) moyenne ( મુઉવાયેન ) અને uy નો ઉચ્ચાર ઉવી થાય છે જેમકે appayer ( એપ્વીએ ) થાય છે.

ધ્યાનમાં રાખવું જોઇએ કે ફ્રેંચીમાં બીજા કેટલાંક સ્વરો જોડાય છે ત્યારે તેના ઉચ્ચાર બદલાતા નથી પણ એકજ રહે છે જેમકે diable ( ડીઆબ્લ ) papier ( પાપીએ ) biere ( બીએર ) dieu દિઓ.

ia ie. ieu io. oui. ua. ue. ui.
ઇઆ ઇએ ઇઓ ઇઓ ઉઇ યુઆ યુએ ઉઇ



## ૬ વ્યંજનના શુધ્ધ ઉચ્ચાર.

B. ( બે ) નો ઉચાર ( બે ) જ થાય છે.

C. ( સે ) નો ઉચાર સ અને ક બન્ને થાય છે જ્યારે c ની પછી a. ai. au. o. œ. ou. અને c ની પછી એક વ્યંજન આવે ત્યારે તેનો ઉચ્ચાર ( ક ) થાય છે. અને જો શબ્દની છેડે c. આવેલા હોય અને ત્યાર પછી એક સ્વર ના હોય તો પણ ( ક ) ઉચ્ચાર થાય છે. જેમકે car ( કાર ) col ( કોલ ).

clair ( ક્લેર ) crotte ( ક્રોત ) avec ( આવેક ) sec ( સેક ) વળી c નો કાઇ વખત ધીમો ઉચ્ચાર થાય છે જેમકે tabac (તાબા ક) porc ( પોર્ક ) પણ જો c ની નીચે આવો ( ̧ ) સેદીલ ç મુકીએ તો પછી ઉપર ફ્રીવેલા શરવે ç સેદીલ વાળા ç પછી આવે તો તેનો ઉચ્ચાર ( સે ) જ થાય છે જેમકે leçon ( લેસોં ) façade (ફાસાદ)

français ( ફ્રાંસે ) થાય છે. વળી c. ની પછી e i y હોય તો પણ c ( સે ) ઉચ્ચાર થાય છે. જેમકે ce ( સે ) ceci ( સેસી ) douce (દુસ).

c. C. ( ડબલ સે ) જો ડબલ સે પછી e અથવા i આવેલો હોય તેનો ઉચ્ચાર ક્ષ કસ થાય છે જેમકે accès ( આકસે ) occidental ( ઓકસીદાંતાલ ) પણ કોઇ વખત અવરો ઉચ્ચાર રહે છે જેમકે accuser ( આ કયુઝે )

આ ch, સે શ્વાસ નો ઉચ્ચાર ( શ ) થાય છે જેમકે chez ( શે ) chaine ( શેન ) chose ( શોઝ ) vache ( વાસ ) પણ જો ch પછી તરતજ વ્યંજ જોડાય તો ( ક ) ઉચ્ચાર થાય છે જેમકે christ ( ક્રીસ્ત ) chretien ( ક્રેચીયે ) વળી આપણો ગુજરાતી ચ કરવો હોય તો પણ ch થી થાય છે જેમકે Chakou ( ચકુ ) chanchare (ચંચર)

D. ( દે ) જ્યારે શબ્દને છેડે એકલો હોય ત્યારે તેનો ઉચ્ચાર બહુ નજીવો થાય છે બલકે d બોલાતોજ નથી. જેમકે bord ( બોર ) froid ( ફ્રુઉઆ ) pied ( પીએ ) પણ કોઇ કોઇ વખતે d વાકયને છેડે હોય ને બીજા આવતા વાકયનો અક્ષર h અથવા કોઇ પણ સ્વર હોય તો તેનો ઉચ્ચાર ટ ના જેવો થાય છે જેમકે un grand homme ( એ ગ્રાં તોમ ) વળી ફ્રેંચીમાં સાધારણ નિયમ છે કે d ને ઘણે ઠેકાણે ( જ ) નો ઊચાર કરે છે જેમકે dieu ( જીએ ) diable ( જી આબ્લ ).

f ( એફ ) નો ઉચાર ફ થાય છે

G ( ઝે ) g ની પછી a ai o ou u વપરાયેલ હોય તો તેનો ઉચાર ગ થાય છે જેમકે gare ( ગાર ) goutte ( ગુત ) gros ( ગ્રો ) પણ g પછી e i y આવે તો ઝ ઉચ્ચાર થાય છે જેમકે gerbe ( ઝેર્બ ) gemir ( ઝેમીર ) પણ કોઇ વખતે શબ્દને છેડે g એકલો આવેલ હોય તો અને g પછી સ્વર જો હોય તો g નો બહુ ધીમો ઉચ્ચાર થાય છે જેમકે Fabourg ( ફોબુર્ઝ )

gn ( ઝે ને એન ) સાથે આવેલ હોય ત્યારે તેનો ઉચ્ચાર યં થાય છે જેમકે ignorant ( ઇયેંરાં )

H આચ નો કોઇ વખતે (અ) ના જેવો ઉચ્ચાર થાય છે જેમકે homme ( ઓમ ) habit ( આબી ) helas ( એલા ) histoire ( ઇસ્તુઆર ) honnete ( ઓનેત ) humanite ( યુમાનીતે ) તેમ

વળી h નો ઉચ્ચાર હ પણ થાય છે. જેમકે la hache ( લા હાશ ) héros ( હેરો ) hibou ( હીબુ ) પણ જો l' d' અપોસત્રોફ આવેલ હોય તો આરતીકલ સાથે અ નો ઉચ્ચાર થાય છે. જેમકે l'heros ( લેરો ) d'haricot ( દારીકો )

j ( ઝી ) નો ઉચ્ચાર ઝ થાય છે જેમકે jadis ( ઝાદી ) jeune ( ઝેન )

L. ( એલ ) નો હમેશાં ( લ ) જ ઉચ્ચાર થાય છે પણ કોઇ વખત l ની પહેલાં i વપરાયેલ હોય તો l મધ્યાય રહે છે જેમકે fils ( ફીસ ) પણ વધારે વીગત માટે જુઓ ખંડક આઠમાં.

ll ( ડબલ એલ ) માટે જુઓ ખંડક આઠમાં.

mm. nn. નો ઉચ્ચાંર ( n ) અને ( ન ) રહે છે,

Mn એમ અને એન સાથે આવેલાં હોય તો કોઈ વખત તેનો ઉચાર ( ન ) એકલો થાય છે પણ જો mn ની પછી એક સ્વર અને d. r. z. હોય તો અથવા છેડે ie ના બે સ્વર હોય તો (મ અને ન) ના બેઉ ઉચ્ચાર થાય છે જેમકે mn હોય ને ( ન ) નો ઉચ્ચાર જેમકે autonm ( ઓતોન ) અને condamner ( કોંધામને ) calomnie ( કાલોમ્ની ) insomnie ( એંસોમ્ની ) બાકી વધારે વીગત માટે ખંડક ૭ માં જુઓ.

P. ( પે ) હમેશાં પ નો જ ઉચ્ચાર થાય છે. પણ જો શબ્દની છેડે આવે અને ત્યારબાદ સ્વર ના હોય તો p નો ઉચ્ચાર થતો નથી જેમકે trop ( ત્રો ) beaucoup ( બોકુ ) વળી શબ્દની વચમાં p આવતો હોય અને તેની પાસે t આવતો હોય તો p નો ઉચ્ચાર થતો નથી જેમકે bapteme ( બાતેમ ) compte ( કોંત ) temps ( તાં )

ph. પે અને આષ સાથે આવે તો ફ ઉચાર થાય છે.

Qu ક્યી અને યુ સાથે આવેલા હોય ત્યારે તેનો ઉચ્ચાર ક થાય છે. જેમકે qui ( કી ) que ( કે ) quatre ( કાત્ર ) પણ સાથે એટલું યાદ રાખવું કે કોઇ પણ સ્વર જ્યારે Q સાથે જોડવા હોય તો વચમાં u મુકયા સીવાય જોડાયજ નહી જેમકે quadrupede ( કાદ્રીપેદ ) qualité ( કાલીતે ) વળી જો શબ્દની છેડે q આવે તો તેનો u ઉડી જાય છે તો પણ ( ક ), ઉચ્ચાર થાય છે જેમકે cinq ( સેંક ) coq ( કોક )

qua, ક્ષી યુ અને આ કોઇ શબ્દમાં આવે અને તે શબ્દ ત્રણ અથવા તેથી વધારે પદ વાળું હોય તો qua નો ઉચ્ચાર ( કુઉઆ ) થાય છે જેમકે equateur ( એકુઉઆતેર ) quadrupede (કુઆદ્રુપેદ)

R એરનો ઉચ્ચાર ર જેવો થાય છે પણ બે અથવા તેથી વધારે પદ વાળા શબ્દને છેડે er અથવા ier આવે તો r નો ઉચ્ચાર થતો નથી જેમકે donner ( દોને ) ouvrier ( ઉવ્રીયે ) અને monsieur ( મોંસીયે ) માં પણ r નો ઉચ્ચાર થતો નથી.

વળી આ રૂલ સીવાય કોઇ વખત કોઇ શબ્દના છેડે er આવેલ હોય તો પણ r નો ઉચ્ચાર થાય છે જેમકે aimer ( આમેર ) l'hiver ( લીવેર ) cuiller ( કવીયેર )

rr. ડબલ સાથે આવેલા હોય તો પણ તેનો ર ઉચ્ચાર થાય છે,

S એસના બે નાદ થાય છે, એક દાબીને સ અને બીજો ઝ થાય છે, દાબીને થઈ શકે તેવા ઉચ્ચાર જેવાકે sel ( સેલ ) sur ( સ્યુર ) soir ( સુઉઆર ) પણ જો s એ સ્વરની વચમાં આવેલ હોય તો ઝ ઉચ્ચાર થાય છે જેમકે rose ( રોઝ ) raser ( રાઝે )

sc એસ અને સે જો બાજુમાં આવેલ હોય અને તેની પછી e i y આવેલાં હોય તો સ, ઉચ્ચાર થાય છે જેમકે scene ( સેન ) scipion ( સીપીઓ ) science ( સીયાંસ ) પણ જો sc ની બાજુમાં a o u અગર lr અને બીજા સર્વ વ્યંજન આવેલા હોય તો સ્ક ઉચ્ચારથાય છે. જેમકે scabreux ( સ્કાબ્રુ ) scorpion ( સ્કોરપીયો ) esclave ( એસકલાવ ) scrupule ( સ્ક્રીપ્યુલ ) વળી શબ્દને છેડે s આવે અને તેની પછી કોઇપણ સ્વર કે વ્યંજન નહી આવેલા હોય તો s નો ઉચાર થતો નથી જેમકે repas ( રેપા ) alors ( આલોર ) mes ( મે ) પણ કોઇ વખત શબ્દને છેડે s આવેલો હોય તો પણ s નો ઉચ્ચાર થાય છે જેમકે fils ( ફીસ ) l'ours ( લુર્સ ) lis ( લીસ )

T તેનો ત ઉચ્ચાર થાય છે પણ જ્યારે ti કોઇ શબ્દની વચમાં વપરાય અને તેની બાજુમાં કોઇપણ સ્વર આવે છે ત્યારે તેનો ઉચ્ચાર સી. થાય છે. માટે tial ( સીઆલ ) tiel ( સીએલ ) tieux ( સીયે ) tie ( સી ) tion ( સીઓં ) એ સઘળા પદ જ્યારે શબ્દની વચમાં વપરાયેલાં હોય ત્યારે તેનો ઉચ્ચાર બતાવ્યા પ્રમાણે સી થાય છે. જેમકે

partial ( પારસીઆર ) minutieux ( મીનીસીયે ) પણ tien કોઈ સમુદાય વાકય અને વીશેશ નામની છેડે આવેલો હોય તો સીએ વંચાય છે વળી t કોઇ શબ્દને છેડે આવેલો હોય તો તેનો ઉચ્ચાર થતો નથી જેમકે habit ( આબી ) plat ( પલા ) bout ( બુ ) tout ( તુ ) તેમ આ રૂલ શીવાય કેટલાંક શબ્દને છેડે t આવેલો હોય તો તેનો ઉચ્ચાર થાય છે. જેમકે fat ( ફાત ) but ( બ્યુત ) sept ( સેત ) પણ તે ઘણો ધીમો બોલાય છે.

th, t અને h નો ઉચ્ચાર થ, થાય છે, જેમકે theologie ( થેઓલોઝી ) theatre ( થેઆત્ર ).

X ઇકસ જો કોઇ શબ્દ નો પેલો અક્ષર અથવા વચમાં વપરાયેલ હોય તો તેનો ઉચ્ચાર કાંઇક ગઝ સાથે બોલીયે એવો થાય છે તેમ કોઇ વખત ચોખો ઝ ના જેવો ઉચ્ચાર થાય છે મતલબ કે તેમ કોઇ વખત સ ના જેવો ઉચ્ચાર થાય છે તેનો નીયમ નથી. xavier ( અગ્ઝાવીએ ) axe ( આગ્ઝ ) maxime (માગ્ઝીમ ) વળી ઝ, ના જેવો ઉચ્ચાર જેમકે deuxlime (ધેઝીએમ) dixieme (ધીઝીએમ) વળી સ, ના જેવો ઉચ્ચાર જેમકે dix (ધીસ) soixante ( સુઆ સાંત ) Bruxelles ( બ્રુસેલ ) વળી x કોઇ શબ્દને છેડે હોય તો તેનો ઉચ્ચાર થતો નથી જેમકે doux ( ધુ ) deux ( ધે ) voix ( વુઉઆ ) પણ જ્યારે x શબ્દને છેડે હોય અને તેની બાજુમાં બીજા નવા આવતા શબ્દનો પેલો અક્ષર કોઈ સ્વર હોય તો બન્ને થઇને ઝના જેવો ઉચ્ચાર થાય છે જેમકે dix-ans ( ધીઝાં ) deux enfants ( ધે ઝાંફાં ) un doux accents ( એં ધુ ઝાકસાં )

Z ઝેદ નો ઉચ્ચાર ઝ ના જેવો થાય છે. પણ જો તે શબ્દને છેડે આવેલો હોય તો તેનો ઉચ્ચાર થતો નથી. જેમકે zèle ( ઝેલ ) gaze ( ગાઝ ) અને z છેડે હોય ને નહીં ઉચ્ચાર થાય એવા જેવા કે nez ( ને ) assez ( આસે ) donnez ( દોને )



## નાકમાંથી બોલાતા ઉચ્ચાર ( અનુ નાસીક વર્ણ )

જ્યારે સ્વર પછી m અથવા n આવે ને વખતે સાથે mm અથવા nn હોય અને પછી વ્યંજન હોય તો ઙ અનુસ્વરનો ઉચ્ચાર

થાય છે તેના નીચે પ્રમાણે રૂપો થાય છે તે સમજી ને વાંચવા પણ પાછળ સ્વર હોય તો તેનો ઉચ્ચાર જુદો પડે છે.

am } આં rampe ( રાંપ ) champ ( શાં )
an ,, dans ( દાં ) lance ( લાંસ )
em ,, remplir (રાંપ્લીર) temps ( તાં )
en ,, en ( આં ) mentir (માંતીર) engager(આંગાઝે)

aim } એં faim ( ફેં ) essaim ( એસેં ) daim ( દેં )
ain ,, bain ( બેં ) pain ( પેં ) sain ( સે )
eïn ,, sein ( સેં ) ceinture( સેંચ્યુર )
in ,, pin ( પેં ) crin ( ક્રેં ) vin ( વેં )
im ,, imposer(એંમ્પોઝે) ( એંમ્પોર્ત ) importe
ym ,, thym ( થેં ) nymphe ( નેંમ્ફ )

ian ( ઇઆં ) viande ( વીઆંદ ) pliant ( પ્લીઆં )

ien ( ઇઆં ) બધા નામ કે વિશેષણમાં ien વપરાયેલ હોય અને પાછળ વ્યંજન હોય તો પણ ( ઇઆં ) ઉચ્ચાર થાય જેમકે science ( સીઆંસ ) patient ( પાસીયાં ) વળી જ્યારે કોઇ શબ્દમાં ien આવતો હોય અને પાછળ કાંઇપણ સ્વર અગર વ્યંજન નો હોય તો તેનો ઉચ્ચાર ( ઇએં ) થાય છે જેમકે chien ( શીએં ) rien ( રીએં ) ancien ( આંસીએં )

પરંતુ જ્યારે ક્રીયાપદના અનીમીત કાળમાં જેવાંકે tenir ( તેનીર ) venir ( વેનીર ) તેનું રૂપ ફરી જાય અને જ્યારે tiens થાય ત્યારે તેનો ઉચ્ચાર ( તીએં ) થાય છે અને venir ( વેનીર ) ક્રીયાપદનો ઉચ્ચાર ફરીને જ્યારે viendra થાય છે ત્યારે તેનો ઉચ્ચાર પણ (વીઆંદ્રા) થાય છે.

om } ઓં ombre ( ઓંબ્ર ) plomb ( પ્લોં )
on ,, bon ( બોં ) non ( નોં ) ronde ( રોંદ )

ion ઇયોં action ( આકસીયોં ) passion ( પાસીયોં )

um } એં umbre ( એંબ્ર )
un ,, brun ( બ્રેં ) chcun ( શાકેં ) tribun ( ત્રીબેં )
eum ,, × × × × ... ... ... ... ...
××× 

oin ઉએં foin ( ફુએં ) coin ( કુએં ) joindre ( ઝુએંદ )

**નોટ:**—જ્યારે કોઇ શબ્દમાં ડબલ mm અથવા nn આવે ત્યારે અને તેની પછી સ્વર આવે તો તેનો ઉચ્ચાર નાસીક દ્વારા થતો નથી પણ તેનો ઉચ્ચાર ( n ) અથવા ( ન ) થાય છે જેમકે constamment ( કાસંતામાં ) imminent ( ઇમીનાં ) immoler ( ઇમોલે )

૨ વળી આ એક બીજો દાખલો છે કે બીજા પણ એવા શબ્દો છે કે emn વપરાયેલ હોય તો પણ નાશીકા દ્વારા બોલાય છે જેમકે ennoblier ( આંનોબ્લીએ ) ennuyer ( આંન્વીએ ) hennir ( આંનીર )

## કેટલાક વપરાતા શબ્દોના ઉચ્ચાર.

Neuve ( નેવ ) voeu ( વે ) Jeux ( ઝે ) décès ( ડેસે ) coucou ( કુકુ ) mûre ( મીર ) baûme ( બામ ) lyre ( લિર ) miauler ( મિઓલે ) viande ( વિયાંદ ) louange ( લુઆંઝ ) suaire ( સીએર ) nuire ( નુઇવીર ) babouin ( બાબુએં ) suave ( સીઆવ ) fouille ( ફુઇ ) bille ( બિ ) billard ( બિઆર ) quille ( કિ ) maille ( માઇ ) feuille ( ફેઇ ) creuser ( ક્રેઝે ) fiévreux ( ફીએવે ) vaincrez ( વેકં ) intérét ( એંતેરે ) pleine ( પ્લેન ) trinité ( ત્રીનીતે ) Jeunesse ( ઝેનેસ ) vitraux (વિત્રો) amiraux ( આમીરો ) créneaux ( ક્રેનો ) timbale ( તેમ્બાલ ) timbre ( તેમ્બ્ર )

## નહિ થતા અવાજના ઉચ્ચાર.

ફ્રેંચ ભાષામાં જ્યારે l પછી l અથવા ll આવેલો હોય તો એલનો ઉચ્ચાર થતો નથી પણ ( ઇય ) થાય છે જેમકે:—

ail travail ( ત્રાવાય )
aill bataille ( બાતાઇ ) caillou ( કાઉયુ )
eil eill soleil ( સોલેઇ ) reveil ( રેવેય )
euil deuil ( દેઇ )

evill vuilly ( વેયે ) feuillage ( ફેયાઝ )
oeil–oeill oeillet ( ઓઇયે )
ouil ouill fenouil ( ફેનુઇ ) bouillon ( બુઇયોં )



## પરચુરણ નામો—અર્થ તથા ઉચ્ચાર સાથે.

| | ઉચ્ચાર | અર્થ |
|---|---|---|
| mère | મેર | મા |
| père | પેર | બાપ |
| frère | ફ્રેર | ભાઇ |
| sœur | સેર | બેન |
| chat | શા | બિલાડી |
| chien | શીએ | કુત્રો |
| vache | વાશ | ગાય |
| après | આપ્રે | પછી |
| avare | આવાર | કૃપણ |
| porter | પોર્તે | ઉચકવું. |
| fer | ફેર | લોખંડ |
| boulanger | બુલાંઝે | ભઠીઆરો |
| bannir | બાંનીર | દેશવટો દેવો |
| dirai | દીરે | કહેશે (એકવચન) |
| diront | દીરોં | કહેશે (બહુવચન) |
| epais | એપે | જાડું |
| espoir | એસપુઆર | આસા રાખવી |
| été | એતે | ઉનાળો |
| livre | લીવ્ર | ચોપડી |
| moi | મુઆ | હું |
| beau | બો | સુંદર |
| quand | કાં | ક્યારે |
| personne | પેરસોન | માણુસ-વ્યકિત |
| besoin | બેઝઉવેં | જોઇએ છે |
| faux | ફો | ખોટું-ગુનો |
| peine | પેન | દુખ |
| cœur | કેર | હ્રદય |
| dieu | ડીએ | પરમેશ્વર |
| bout | બુ | મથાળું |
| tout | તુ | સઘળું |
| notre | નોત્ર | આપણું |
| monde | મોંદ | દુનીઆ-લોકો |
| mer | મેર | સમુદ્ર |
| vallée | વાલે | ખીણ |
| ancien | આંસીયે | અસલી જુનું |
| cheveu | શેવે | વાળ |
| aracher | આરાશે | ઉખેડીનાખવું |
| côte | કોત | ટેકરી |
| côté | કોતે | બાજુ |
| coton | કોતોં | રૂ. સુતર |
| rond | રોં | ગોળ |
| mentir | માંતીર | જુઠું બોલવું |
| un-une | એં-યુન | એક |
| brun | બ્રં | ઘેરૂ-બુરૂ |
| brune | બ્રીન | ઘેરૂ બુરૂ નારીજાતી |
| jatt | ઝાત | વાડકો |
| chatte | શાત | બિલાડી |
| rouge | રૂઝ | રાતુ |

mouche મુશ મચ્છર
chose શોઝ ચીજ
rose રોઝ ગુલાબીગુલાબ
rosser રોસે ફટકા મારવો
dix ધી દશ
dixaine ધીઝેન દશક
peril પેરીલ ભયંકર
sommeil સોમેઇ નીંદ્રા
grille ગ્રીય લોહાનીજાળી
compagnie કોમ્પાઇ ભાગીદારી
mouillé મુઇયે ભીંજાએગયેલુ
gagné ગાઇયે મળ્યું
betail બેતાય ઢોર ઢાંખર
linge લેંઝ લુગડું
aigle એગ્લ શમરા
longueur લોંગેર લંબાઇ
douze ધુઝ બાર
nation નાસીઓં જાત
matin માતેં સવાર
soir સુઆર સાંજ
essentiel એસાંસીએલ કોઇપણ ચીજ નો અર્ક
ambitiux આંબીસીયે મોટાઇ મેળવવાની ઇચ્છા
profession પ્રોફીસીયો ધંધો
jardinage ઝારદીનાજ વાડીનો ધંધો
malheureux માલેરે દુખી
hirondelle ઇરોંદેલ ચકલી
choisir શુઆઝીર પસંદ કરવુ

grand ગ્રાં મોટું
bain બેં નાહવાની જગ્યા
pile પીલ બટેરી
scorpion સ્કોર્પીયોં વીંછી
colonie કોલોની રાજ્ય સાખ
bapteme બાતેમ જળ સંસ્કાર કરી ખ્રીસ્તી ધર્મમાં દાખલ કરી દીક્ષા આપવી.
cuiller કુઇયે કવર ચમચો.
temps તાં વખત
cinquieme સંકીએમ પાંચમું
qui કી કોણ
quoi કુઓઆ શું
répété રેપેત ફરીથી બોલી જાવુ
bonnet બોને ઉભી ટોપી
cap કાપ બેડી ટોપી
verre વેર ગલાસ
fier ફીએર (ફી) ભરોશો રાખવો (adj) અનુની
abime આબીમ ખરાબ કરી નાંખવું
finirai ફીનીરે પુરૂ કરીશ
bateau બાતો મેલ
matelot માતેલો ખલાશી
paysan પેયઝાં ગામડીઓ
œuvre એવ્ર પ્રયત્ન
ouvrage ઉવરાઝ કામ
montagne મોંતીય પહાડ
don c દોં જેમ
chretien ક્રેચીએ ખ્રિસ્તી

| | | |
|---|---|---|
| hurler | હુરલે | ઘુરકવું |
| apprentissage | અપ્રાંતીસાઝ | કામ શીખવું |
| poison | પુઆઝોં | ઝેર |
| poisson | પુઆસોં | માછલી |
| potion | પોસીઓં | મેરવણી |
| population | પોપીલાસીઓં | વસ્તી |
| leçon | લેસોં | પાઠ |
| gâteaux | ગાતો | મીઠાઇ |
| printemps | પ્રેતાં | વસંત રૂતુ |
| reçois | રેસ્વા | મળે છે |
| jambon | ઝાંબોં | ડુકરની ચરબી |
| agneau | આંઇયોં | મેંઢું |
| Paris | પારી | ફ્રાંસની રાજધાનીનું શહેર |
| Londre | લોંદ્ર | ઈંગ્લાંડની રાજધાનીનું શહેર |
| Vienne | વીએન | એસીઆ હંગીરીનું રાજધાનીનું શહેર |

| | | |
|---|---|---|
| un fauteuil | | આરામખુરશી |
| un voiture | (ઇનવિવાતીર) | કોચ |
| un lit | (એલી) | બીછાનું |
| Du drap | (દીદ્રા) | કપડું |
| une épée | (ઇનીએપ) | તરવાર |
| une sabre | (ઇન સાબ્ર) | પહોળી તરવાર |
| une ipingle | (ઇન ઍપેંગલ) | ટાંચણી |
| une bowurse | (ઇન બુરસ) | પૈસાની કોથળી |
| des lunettes | (દેલીનેત) | ચશ્મા |
| une rasoir | (ઇનરાઝુવાર) | અસ્રા |
| un habit | (એંનાબી) | કોટ-દ્રેશ |
| un gilet | (એંઝીલે) | વાસકોટ. |
| une veste | (ઇન વેસ્ત) | જાકીટ, બદન |
| des bas | (દેબા) | મોજા બાયડીનાં |
| un chapeau | (એંશપો) | ટોપી, |



## બે શબ્દો સાથે જોડાઇને બોલાય તેવાની નોંધ.

જ્યારે બે શબ્દો સાથે આવે છે અને તેમાં બીજા શબ્દનો પહેલો અક્ષર સ્વર હોય અથવા h હોય તો પણ તે સ્વર લેખાય છે તો પહેલાં આવનાર શબ્દની સાથે જોડાઇને બોલાય પણ જો અવ્યય હોય તો તેની સાથે જોડા નહી. તેથી તેવા બે શબ્દ નોખા નોખા બોલવા. તેના થોડા દાખલા નીચે આપીએ છીએ તે ઉપર ધ્યાન આપો

| | | |
|---|---|---|
| **les hommes** | લે ઝોમ | માણસો |
| **les enfants** | લે ઝાંફાં | છોકરાંઓ. |

Des arbres ( દેઝારબ્ર ) ઝાડોનું.
nos amis ( નોઝામી ) આપણા મિત્રો.
Nous avons ( નુઝાવાં ) અમારી પાસે છે.
Ils ont ( ઇલઝોં ) તેઓની પાસે છે.
Pas encore ( પાઝાંકોર ) હજી નહીં.
avce un enfant ( આવકેંનાંફા ) એક બાળક સાથે.
Ses plus cruels ennemis ( સેપ્લી ક્રૂએલઝાંનેમી ) તેઓના ઘણા ઘાતકી દુશ્મનો.

Songez a vos affaires(સોં ઝેઝા વોઝાફેર) તમારા કામમાં ધ્યાન આપો.
Vous en souvenez vousencore ( વુંઝા સુવેને વુઝાંકોર ) હજી પણ તમને પોતાને યાદ છે.?

Elles apprenaient à lire ( એલઝાપ્રેને તાલીર ) તેઓ ( નારી ) વાંચતાં શીખે છે.

Peu de temps après ( પે ધે તાં આ પ્રે ) થોડા વખત પછી.
Vous êtes un enfant ( વુઝેત ઝેં નાંફા ) તમે એક બાળક છો.
Les Hollandais sont industrieux (લે ઝાં લાં દેસોં તેંદી સ્ત્રીએ) હોલાંડના લોકો ઉદયોગી છે.

cet habit est a moi ( સેતા બી એતા મુઉવા ) આ ડ્રેસ મારો છે.
nous aurons eu ( નુઝોરોંઝે ) અમોને મળ્યું છે.
Je n'ai point d'habit ( ઝેને પુએંદાબી ) મારી પાસે કપડાં નથી
tu n'as pas de gilet ( તીના પાદે ઝીલે ) તારી પાસે વાસકોટ નથી.
il n'a point de bas ( ઇલના પુઉવેં દેબા ) તેની પાસે બાયડીનાં મોજાં નથી.

nous n'avons pas des souliers ( નુના વોપા દે સુલીએ ) અમારી પાસે જોડા નથી.

nous n'avons pas de chapean ( નુ નાવોં પા દે શાપો ) અમારી પાસે ટોપી

ils n'ont pas de chemise ( ઇલનો પાદે શેમીઝ ) તેઓની પાસે ખમીસ નથી.

Je n'avais pas de linge ( ઝે નાવે પાદે લેંઝ ) મારી પાસે કપડાં નહીં હતાં

Donnez moi du pain ( દોને મુઉવા દીપેં ) મને થોડો રોટલો આપો.
Donnez moi de la viande ( દોને મુઉવા દેલાં વીઆંદ ) મને થોડુંક માંસ આપો.
J'ai du pain ( ઝે દીપેં ) મારી પાસે થોડો રોટલો છે.
Tu as de la Viande ( તીઆ દેલાવી વીઆંદ ) તારી પાસે થોડું માંસ છે.
Il a du vin ( ઇલ આ દીવેં ) તેની પાસે થોડો દારૂ છે.
Nous avons despommes ( નુઝા વેંદે પોમ ) અમારી પાસે થોડાં સેલ ફળ છે.
Vous avez des fruits ( વુઝાવે દે ફ્રુઇ ) તમારી પાસે ફળ છે.
Ils ont des oranges ( ઇલઝોં દેઝોરાંઝ ) તેઓની પાસે થોડાં નારંગી છે.
j'ai une figue ( ઝે ઇનફીગ ) મારી પાસે અંજીર છે.



## વ્યુત્પતિ ગ્રામર.

ફ્રેંચ ભાષામાં વાક્યમાં દશ ભાગ છે તેને વાક્ય વિચાર કહે છે તેનાં નામ.

1 L'Article ( લા તીકલ )
2 Le Substantif લે સીબ્સતાંતીફ ભાવવાચક નામ
3 L'Adjectif determinatif લા દજેકતીફ દેતેરમીનારતીફ, વિશેષણ
4 L'adjectif qualificatif કાલીફાકાતીક ગુણવાચક.
5 Le pronom લેં પ્રોનોં સર્વનામ.
6 Le verbe લે વેર્બ ક્રિયાપદ.
7 L'adverbe લાદ વેર્બ ક્રિયા વિશેષણ.
8 La préposition લાપ્રેપોઝીશીયોં શબ્દ યોગી અવ્યય.
9 La conjonction લાકોંન્જોકંશીયોં ઉભ્યાનવ્યી અવ્યય.
10 L' interjection લેંતેર જેકશીયોં કેવળ પ્રયોગી અવ્યય.

ઉપરના દશ શબ્દના ભાગમાંથી પહેલાં ૬ અસ્થીર છે એટલે તે દરેક વીકારી છે બાકી ચાર સ્થીર છે એટલે તેનું રૂપ બદલાતું નથી ગુજરાતીની પેઠે વિકારીને અવિકારી થાય છે.



## પાઠ ૧ લો આર્ટીકલ વિષે.

ફ્રેંચ ભાષામાં માત્ર બે જાતી છે નર જાતી ને નારીજાતી નજીવ પદાર્થ માંથી પણ કોઇ નર તથા નારી જાતી હોઇ શકે છે.

૧ જાતીનો ભેદ બતાવવાને નામને ચોકસ આર્ટીકલ લગાડવામાં આવે છે. નરજાતીની પહેલાં le અને નારીજાતીની આગલ la વપરાયેલ હોઇ છે અને બહુ વચનમાં બેને જાતીમાં એકજ les આર્ટીકલ છે તે ચોકસ બતાવે છે.

| દાખલા નરજાતી | નારી જાતી |
|---|---|
| Le livre ( લેલીવ ) તે બુક | La porte ( લાપોર્ત ) તે બારણું |
| Le père ( લેપેર ) બાપ. | La mère ( લામેર ) મા |
| Le Roi ( લેરૂવા ) રાજા | La reine ( લારેન ) રાણી |

૨ આર્ટીકલ le એટલે ચોકસ રાજા અને la એક વચનમાં નામનો પહેલો અક્ષર h ( આસ ) અથવા સ્વર હોય તો આર્ટીકલનો e અથવા a ઉડી જાય છે ને તેનો ( ' ) એપોસ્ટોફ્ મુકે છે.

દાખલા એક વચન.

| નરજાતી. | નારીજાતી. |
|---|---|
| L' ami ( લામી ) દોસ્તદાર. | L' amie ( લામી ) સૈયર, સખી બ્હેનપણી |
| L' homme ( લોમ ) માણસ. | L'histoire ( લીસ્તુઉઆર ) વાર્તા |

જ્યારે ચોકસ નામ બતાવે ત્યારે le, la, les આર્ટીકલો વપરાય છે પણ જ્યારે કોઇ આખા વર્ગની ચીજમાંથી એકને બતાવવી હોય ત્યારે નરજાતીની પહેલાં ( un ) એં એક ને નારી જાતીની પહેલાં une ઇન વપરાય છે.

| નરજાતી | નારી જાતી |
|---|---|
| un père ( એંપેર ) એક બાપ. | une mère ( ઇનમેર ) મા. |
| un ami ( એંનામી ) એક દોસ્તદાર | une amie ( ઇનઆમી ) સૈયર. |
| un roi ( એંરૂવા ) એક રાજા. | une reine ( ઇનરેન ) એક રાણી |

## આર્ટીકલના રૂપાખ્યાન માટે જુઓ પાઠ ૩ જો.

શબ્દો.

Le livre ( લેલીવ ) ચોપડી.
Le cheval ( લશેવાલ ) ઘોડો.
Le pain ( લેંપે ) રોટલો
Le chien ( લેશીયેં ) કુતરો.
L'oncle ( લોંકલ ) કાકો.
L'enfant ( લાંફા ) બાળક.
L'or ( લોર ) સોનું.
un jardin ( એંઝાંરદેં ) વાડી.
un chapeau( એંશાપો )ફુબી ટોપી
La rose ( લા રોઝ ) ગુલાબનું ફુલ.
La fleur ( લેફ્લેર ) ફુલ.
La plume ( લાપ્લીમ ) કલમ.
La tante ( લાતાંત ) કાકી.
une poire ( ઇનપુવાર ) જામફળ.
une pomme (ઇનપોમ) સેબફલ.
et ( એ ) અને.

મારી પાસે છે એટલે મારે કબજે છે એવું જણાવવા ખાસ ક્રીયાપદ છે તેનાં રૂપ.

| એકવચન રૂપ. | અનેક વચન રૂપ. |
|---|---|
| J'ai ( ઝે ) મારી પાસે છે. | nous avons ( નુઝાવોં ) અમારી પાસે છે |
| Tu as ( તીઆ ) તારી પાસે છે. | vous avez( વુઝાવે )તમારી પાસે છે |
| Il a ( ઇલઆ ) તેની પાસે છે | Ils ont (નર) ઇલઝો તેઓની પાસે છે. |
| Elle a (એલઆ) તેણીની પાસે છે | elles ont (નારી)એલઝો તેઓની પાસે છે. |

જ્યારે વાક્ય પ્રશ્નાર્થમાં હોય છે ત્યારે ક્રીયાપદ પેહેલું મુકે છે ને પછી કર્તા મુકે છે ગુજરાતીમાં ફેરફાર કરવો પડતો નથી પણ બોલવામાં ફેર હોય છે જેમકે શું મારી પાસે છે ? ai-je ? ( એઝે ) એવી રીત છે એ રૂપમાં ક્રીયાપદ આગળ મુકવા.

### દાખલા પ્રશ્નાર્થના.

Avez vous le livre ? ( આવે વુલે લીવ ) તમારી પાસે ચોપડી છે ?
l'efant a-t-il ? ( લાંફા આતીલ) બાળક પાસે છે ?
la mére a-t-elle ( લામેર આંતેલ ) મા પાસે છે ?
J'ai le livre ( ઝે લેલિવ ) મારી પાસે તે ચોપડી છે.
Tu as un livre (તી આ એંલિવ ) તારી પાસે એક ચોપડી છે.
J'ai la rose ( ઝે લા રોઝ ) મારી પાસે ગુલાબ છે.

as-tu la rose? ( આતી લા રોઝ ) તારી પાસે ગુલાબ છે?

Il a le cheval ( ઇલ આ લેશેવાલ ) તેની પાસે ઘોડો છે.

Elle a le pain ( એલ આ લે પેં ) તેણીની પાસે રોટલો છે.

Le père a un cheval ( લેપેર આ એં શેવાલ ) બાપ પાસે ઘોડો છે

La mère a unjardin ( લા મેર આ એં ઝારદેં ) મા પાસે વાડી છે

L'enfant a une poire ( લાંફાં આ ઇન પુઉવાર ) બાળક પાસે જામફળ છે.

nous avons un cheval ( નુઝાવોં ઝં શેવાલ ) અમારી પાસે એક ઘોડો છે.

avez vous un chapeau? ( આવે વુઝં શાપો ) તમારી પાસે ટોપી છે

ils ont un oncle et une tante ( ઇલઝોં તેં ઓંકલ એ ઇન તાંત ) તેને એક કાકો ને કાકી છે.

Elles ont une tante ( એલ ઝોંતીન તાંત ) તેણીને એક કાકી છે.

l'enfant at-il une Plume? ( લાંફાં આતીલ ઇન પ્લીમ )? બાળક પાસે કલમ છે?

la mère, at-elle la fleur? ( લા મેર આ તેલ લા ફ્લેર? ) મા પાસે ફુલ છે?

le Roi, at il un cheval? ( લે રૂઉવા આતીલ એં શેવાલ ) રાજા પાસે ઘોડો છે?

il a le cheval ( ઇલ આ લે શેવાલ ) તેની પાસે ઘોડો છે.

les amis ont les livres ( લે ઝામી ઝોં લે લીવ્ર ) મિત્રો પાસે ચોપડીઓ છે?

les entants ont les plumes ( લે ઝાંફા ઝોં લે પ્લીમ ) બાળકો પાસે કલમો છે.

Donnez moi une figue ( દોને મુઉવા ઇન ફીગ ) મને અંજીર આપો

J'avais une peche ( ઝાવે ઇન પેશ ) મારી પાસે એક ફળ ( ઇરાન દેશમાં થાય છે તે ) હતુ.

Vous aviez du raisin ( વુ ઝાવી એ દીરેઝેં ) તમારી પાસે થોડી દ્રાક્ષ હતી.

Ils avaient du pain ( ઇલ ઝાવેં દીપેં ) તેઓ પાસે થોડો રોટલો હતે.

Nous etimes des figues  અમારી પાસે થોડાં અંજીર હતા.
Elles eurent des dattes  તેઓ પાસે થોડી ખારેકો હતી (નારી).
Mon frère aura du rotir  મારા ભાઈ પાસે થોડું બાફેલું ગોષાનું માંસ હશેજ.
Sa sœur aura du raisin  તેની બેન પાસે થોડી દ્રાક્ષ હશે.
apportez moi du burre  થોડું માખણ મારે માટે લાવો.
Tu n'avais pas de toile  તારી પાસે કાપડ નહીં હતું.

## વાતચીત સવાલ જવાબના દાખલા.

ai je la rose? (એ જે લા રોઝ) મારી પાસે ગુલાબ છે?
Vous avez la rose (વુ ઝા વેલા રોઝ) તમારી પાસે ગુલાબ છે.
as-tu le pain? (આ તિય લે પેં) શું તારી પાસે પાઉં છે?
oui, J'ai le pain (ઉવી જે લે પેં) હા, મારી પાસે પાઉં છે.
at-elle la flear? (આતેલ લા ફ્લેર) તેણીની પાસે ફુલ છે?
Elle a la flear (એલ આ લા ફ્લેર) તેણીની પાસે ફુલ છે.
L'enfant at-il, le, livre? (લાંફાં આતિલ લે લિવ્ર) બાળક પાસે ચોપડી છે?
Il a le livre (ઇલ આ લે લિવ્ર) તેની પાસે ચોપડી છે.
avez vous un cheval? (આવે વુઝં શેવાલ) તમારી પાસે ઘોડો છે.
oui, nous-avons un cheval et un chien (ઉવી. નું ઝાવેં ઝં શેવાલ એ એં શીયાં) હા, અમારી પાસે ઘોડો અને કુતરો છે.
l'enfant at-il une poire? (લાંફાં આ તીલ ઇય પુઉવાર) બાળક પાસે જામફળ છે?
l'enfant a une poire et une pomme (લાંફાં આ ઇયન પુઉવાર એ ઇયન પોમ) બાળક પાસે એક જામફળ અને શેબફળ છે.

## પાઠ ૨ જો નામ વિષે.

નામને જાતી સીવાય બહુવચન અને વિભકતી (રૂપાખ્યાન) ની ગોઠવણુ ધ્યાનમાં લેવા જેવી છે.

## ૧ નામના બહુ વચન વિશે સુચના:—

એક વચન નામને છેડે s મુકવાથી બહુવચન થાય છે પણ તેનો બોલવામાં ઉપયોગ થતો નથી પણ બહુવચન નામની પહેલાં આર્ટીકલને પણ બહુવચનનું રૂપ લાગે છે ત્યારે બોલવામાં આર્ટીકલનો s નો ઉચ્ચાર "ઝ" થાય છે પણ છેડે એક વ્યંજન સ્વર શીવાય આવે તે બોલાતો નથી જેમ s વિશેષણ છે તેના દાખલા.

| | |
|---|---|
| le roi ( લે રૂઉવા ) રાજા. | la pomme ( લાપોમ ) શેબફળ. |
| les rois ( લે રૂઉવા ) રાજાઓ. | les pommes ( લેપોમ ) શેબફળો |
| le livre ( લે લીવ ) બુક, ચોપડી. | l'enfant ( લાફાં ) બાળક |
| les livres ( લેલીવ ) ચોપડીઓ. | les enfants ( લેઝાંફાં ) બાળકો. |
| l'homme ( લોમ ) માણસ. | l'ami ( લામી ) દોસ્તદાર. |
| les hommes ( લેઓમ ) માણસો | les amis ( લેઝામી ) દોસ્તો, મીત્રં |
| la plume ( લાપ્લીમ ) પેન. | la mère ( લામર ) માતા. |
| les plumes ( લેપ્લીમ ) કલમો પેનો | les mères(લેમેર)માતાઓ બહુવચન |

### નીયમ ૨

કેટલાંક એક વચન નામને છેડે s x z હોય છે ત્યારે તેનું બહુવચન s પ્રત્યય લગાડ થતું નથી પણ માત્ર આર્ટીકલમાંજ ફેરફાર કરવો પડે છે. તેવા થોડાક દાખલા નીચે આપ્યા છે.

| એકવચન | અનેકવચન |
|---|---|
| le fils ( લેફીસ ) છોકરો. | les fils ( લેફીસ ) છોકરાઓ. |
| la noix ( લાનુ ) અખરોટ. | les noix ( લેનુઆ ) અખરોટો. |
| le nez ( લેને ) નાક. | les nez ( લેને ) નાકો. |

### નીયમ ૩ જો.

કેટલાંક એકવચન નામમાં છેડે au, eau, eu, ieu, œu આવા સ્વરો આવેલા હોય તો તેવા નામોનું બહુવચન x લગાડેથી થાય છે, જેના દાખલા નીચે આપેલા છે.

| એકવચન | બહુવચન |
|---|---|
| le chapeau ( લેશાપો ) મોટી ટોપી | les chapeaux ( લેસાપો ) મોટી ટોપીઓ, |
| le feu ( લેફે ) અગ્ની. | les feux ( લેફે ) અગ્નીઓ. |
| le lieu ( લેલિયે ) જગ્યા. | les lieux (લેલીયે) જગ્યાઓ. |
| le vœu ( લેવે ) ઇચ્છા. | les vœux ( લેવે ) ઇચ્છાઓ. |

## નીયમ ૪ થો.

ઉપરના રૂલ પ્રમાણે ફ્રેંચ ભાષામાં સાત નામ એવાં છે કે તેને છેડે જે ou આવેલો હોય તો તેનો ઉપરના રૂલ પ્રમાણે x લગાડવો ને નીચે પ્રમાણે.

### એકવચનો છે.

| | |
|---|---|
| le chou ( લે શુ ) કોબીજ, | le hibou ( લેઇબુ ) ઘુવડ. |
| le bijou( લે બીઝુ) જ્યુએલ ઘરાણું | le pou ( લેપૂ ) જુ |
| le caillou ( લેકાઇઉ ) ચશ્માનો પત્થર | le genou ( લેજેનુ ) ઘુંટણ. |
| | le joujou (લેઝુઝુ) રમતનીચીજ |

ઉપલા એક વચનોને છેડે x લગાડવાથીજ બહુ વચન થાય છે જેમકે les choux, lesbijoux, les cailloux, les hibaux, les poux lesgenoux les Joujoux આવી રીતે આ બધા નામો સીવાય બીજા કાઇ પણ નામોને છેડે ou પ્રત્યય આવે તો તેને નીયમ પેલામાં લાગુ પડે છોં

## નીયમ ૫ મો.

જે નામને છેડે al અથવા ail આવ્યો હોય તો તેનું બહુવચન aux પ્રત્યયે મૂકવાથી થાય છે જેમકે:—

| એકવચન. | અનેકવચન |
|---|---|
| le cheval ( લેશેવાલ ) ઘોડો. | les chevaux (લેસેવો) ઘોડાઓ. |
| l'animal ( લાનીમલ ) પ્રાણી. | les animaux(લેઝાનીમ)પ્રાણીઓ. |
| le travail ( લે ત્રાવાઇ ) કામ | les travaux ( લેત્રાવો ) કામો |

આ નીયમમાં પણ al નામને છેડે આવે છે, ત્યારે પહેલા નીયમ પ્રમાણે s મુકવામાં આવે છે. આવાં નામો બહુ થોડાં છે તેથી આ નીચે આપ્યાં છે જેમકે: –

| એકવચન. | એકવચન. |
|---|---|
| le bal ( લેબાલ ) નાચ. | les bals ( લેબાલ ) |
| le carneval ( લેકાર્નવાલ ) રોમન કેથોલીક લોકોનો ધર્માત્સવ | les carnevals (લે કાર્નવલ) |
| le portail ( લેપોર્તાઇ ) દેવળની નજદીકનો દરવાજો | les portails(લેપોર્તાઇ)દરવાજાઓ |
| le gouvernail( લે ગુવેરનાઇ )સુકાન | les gouvernails (લે ગુવેરનાઇ) |
| l'eventail ( લેવાંતાઇ ) પંખો. | les eventails (લેઝેવાંતાઇ) પંખા. |
| le detail ( લે દે તાઇ ) જુદી જુદી બાબત | les details ( લે દે તાઇ ) જુદી. જુદી બાબત. |

## નીયમ ૬ ઠો.

કેટલાંક નામોનું બહુવચન અનીયમીત રીતે થાય છેજ.

| એકવચન. | અનેકવચન. |
| --- | --- |
| le ciel ( લેશીએલ ) સ્વર્ગ આકાશ | Les cieux ( લેશિએ ) સ્વર્ગો. |
| l'œil ( લેઇ ) આંખ. | les yeax ( લેઝીયે ) આંખો. |
| l'aïeal ( લાઇએલ ) પુર્વજ. | les aïeux ( લેઝાઇએ ) પૂર્વજો |
| le betail ( લેબેતાઇ ) ઢોર. | les bestiaux (લે બેસુતીઓ) ઢોરે: |

એક પદી નામના છેડામાં nt આવેલ હોય તો ત્યારે તેનું બહુવચન s પ્રત્યય લગાડે થાય છે જેમકે:—

| એકવચન | અનેકવચન |
| --- | --- |
| la dent ( લાદાં ) દાંત. | les dents ( લેંદા ) દાંતો. |
| le pont ( લેંપોં ) પુલ. | les ponts ( લેપોં ) પુલો. |

એક અથવા વધારે પદ વાચા નામમાં કેટલાક લખનારા ont અથવા ent આવે છે ત્યારે t મુકી દે છે ને ત્યાં s લગાડે છે પણ ખરૂં જોતો બહુવચન રૂપ કરતી વખતે માત્ર s લગાડવો.

## નીયમ ૭ મો.

બીજા કેટલાંક નામો છે કે તેઓનું એકવચન થતું નથી જેમકે:—

les ancetres ( લેઝાંશેત્ર ) પુર્વજો.

les debris ( લેદેબ્રી ) પાયમાલી.

les environs ( લેઝાંવીરોં ) પરાં, ગામની આસપાસની વસ્તી.

les epinards ( લે ઝે પિનાર ) એક જાતનું ફ્રાંસમાં થતું ઝાડ.

les funerailles ( લેફિને રાઇ ) મુડદાંને દાટવા બાળવાની ક્રીયા ઉતર ક્રીયા

les gents ( લેઝાં ) લોકો.

les légumes ( લેલેગીમ ) શાકભાજી.

les limites ( લે લીમીત ) હદ. સીમા. મર્યાદા.

les mathematique ( લે માથે માતીક ) ગણીતશાસ્ત્ર.

les moeurs ( લેમેર ) રીત. પદ્ધતિ.

les mouchettes(લેમુશેત)તમાકુ સુંઘનાર, દીવાબતીના મોગરાકાતરનાર

les ténébres ( લેતેનેબ્ર ) અંધારૂં,

શબ્દો.

le kanif ( લે કાનીફ ) ચપ્પુ.
le frère ( લેફ્રેર ) ભાઇ.
la sœur ( લાશેર ) બેન.
la porte ( લાપોર્ત ) દરવાજો.
la maison ( લામેઝોં ) ઘર.
le chateau ( લેશાતો ) કીલ્લો કોટ
le palais ( લેપાલે ) મહેલ.
un tableau(એંતાબ્લો) ચીત્ર છબી
le chat ( લેશા ) બીલાડી
le general ( લે જેનેરાલ )જનરલ
quatre ( કાત્ર ) ચાર.
cinq ( સેંક ) પાંચ.
aussi ( ઓસી ) વળી પણ.
le Jeu ( લેઝે ) રમત.
la souris ( લાસુરી ) ઉંદરડી.
le corail ( લેકોરાઇ ) પરવાળા
le bras ( લેબ્રા ) હાથ.
le chameau ( લેશામોં ) ઉંટ.
le couteau ( લે કુતો ) છરી.
mon, ma ( મોં, માં) મારૂં, મારી
vu ( વી ) દેખાવ
ou ( ઉ ) અથવા, કે
deux ( દે ) બે.
trois ( ત્રુવા ) ત્રણ.
voici ( ઉવાશી ) અહીંઆં.
voila ( ઉવાલા ) ત્યાં.



## મારી પાસે હતુના રૂપાખ્યા।

Sing એકવચન.
J'avais મારી પાસે હતું.
Tu avais ( તી આવે ) તારી પાસે હતું
il avait ( ઇલાવે ) તેની પાસે હતું.
elle avait (એલાવે) તેણીની પાસે હતું.

Plu–બહુવચન
Nous avions (નુઝાંવીયોં)અમારી પાસે હતું
vous aviez ( વુઝાવીએ ) તમારી પાસે હતું.
ils avaient ઇલિઝાવે ) તેઓની
elles avaient એલઝાવે ) પાસે હતું

## ભાષાંતર વાકયો.

૧ અમારી પાસુ એક ચપ્પુ હતું Nous avions un canif ( નુઝાવીયોં ઝેંકાનીફ )

૨ તમારી પાસે બે ચપ્પુ હતાં Vous aviez deux canifs ( વુઝાવીએ દે કાનીફ )

૩ મારા ભાઇ પાસે છરીઓ છે Mon frère a les couteaux ( મોંફ્રેર આ લે કુતો )

૪ ઘરને બે દરવાજા છે la maison a deux portes ( લા મેઝો આ દે પોર્ત )

૫ મારી પાસે અખરોટ હતી ? Avais je les noix ? ( આવે ઝ લે નુઉવા )

૬ તમારી પાસે રમવાની ચીજો હતી ? Aviez vous les joujoux ( આવીયે વુલે ઝુઝુ )

૭ હા, અમારી પાસે રમવાની ચીજો હતી. Oui nous avions les joujoux ( વુઇ નુઝાવીયેં લે ઝુઝુ )

૮ રાજાને ત્રણ કીલ્લા હતા Le roi avait trois chateahx ( લે રૂઉવા આવે ત્રુવા શાતો )

૯ રાણી પાસે પરવાળા છે la reine a les coraux ( લારેન આ લે કોરો )

૧૦ તેણીની પાસે રત્ન પણ છે Elle a aussi les bijoux ( એલ આ ઓસી લે બીઝુ )

૧૧ અહીં ચાર ઉંદરડી છે Voici quatre souris (વ્વાસી કાત્ર સુરી)

૧૨ બાળકો પાસે ત્રણ સેબફળો હતા Les enfants avaient trois pomme ( લે ઝાંફા ઝાવે ત્રુવા પોમ )

૧૩ મારા કાકા પાસે બે ઘોડા હતા Mono nele avait deux chevaux ( મોનોંકલ આવે દે સેવો )

૧૪ મારી કાકી પાસે પાંચ છબીઓ છે Ma tante a cinq tableaux ( મા તાંત આ શેક તા બ્લો )

૧૫ ઉંટોને ખુંધ હોય છે Les chameaux ont une bosse ( લે શામો ઓંતીન બોસ )

૧૬ મારી માને બે બ્હેનો અને ત્રણ ભાઇ છે Ma mére a deux sœurs et trois frères ( મા મેર આ દે સેર એ ત્રુવાફ્રેર )

૧૭ મારી પાસે ત્રણ ઉંટ છે J'ai trois chameaux ( ઝે ત્રુવા શામો)

૧૮ માણસને બે હાથ હોય છે les hommes a deux bras ( લે ઝોમ આ દે બ્રા )

૧૯ આજ તમે કેમ છો ? Comment etes vous aujourd'hui
( કામા એત વુઓઝ, રદવી )
૨૦ મને જરા ઠીક લાગે છે. Je me sens un peu mieux ( ઝે મે સાં ઝેપે મીયે )
૨૧ તમને જરા ભુખ લાગે છે ? Vous sentez vous de l'appetit ?
( વુ સાંતે વુ દે લાપેતી )
૨૨ બીલકુલ નહિ Pas du tout ( પાદી તુ )
૨૩ તમારી જીભ જોવા દો ? montre votre lang (મોત્રે | વોત્ર લાંગ)
૨૪ તમારો છોકરો કયાં છે ? ou est votre fils ( ઉએ વોત્ર ફીસ )
૩૫ તે નીચે છે Il est en bas ( ઇ લે આંબા )

## વિભકિત વિશે cases.

ગુજરાતી વ્યાકરણમાં વિભકતી સાત છે પણ ફ્રેંચ ભાષામાં ચાર વિભકિત છે. જેમ ગુજરાતીમાં પહેલી બીજીનો પ્રત્યય નથી પણ કર્તા પહેલી ને કર્મ બીજી વિભકિતમાં હોય છે તેને ફ્રેંચીમાં પહેલી તથા બીજીનો ગુજરાતી પ્રમાણેજ નીયમ છે કારણકે ફ્રેંચીમાં પણ પ્રત્યય લાગતા નથી પણ ચોથી વિભકિત માટે શબ્દ બ્યોગી અવ્ય ( a ) મુકે છે ને છઠ્ઠી વિભકિતમાં de ( દે ) નો ની નું નાં મુકે છે બીજી વિભકિત નથી.

## વિભકતી ચાર. નિચે પ્રમાણે.

le nominatif ( લે નોમીનાતીફ ) કર્તા ( પહેલી વિભકત )
l'accusatif ( લાકીઝાતીફ ) કર્મ ( બીજી વિભકતા )
le genitif ( લેઝેનીતીફ ) છઠ્ઠી ( de )
le Datif ( લેદાતીફ ) ચોથી ( à )

## વિભકિત વિશે.

પહેલી તથા બીજી વિભકતી એકવચન અથવા બહુવચનમાં એકજ રીતે થાય છે વાકય ગોઠવવામાં પહેલો કર્તા પછી ક્રીયાપદ અને પછી કર્મ આવે છે જેમકઃ—

la mère aime la fille (લામેર એમ લાફી) મા દીકરીને ચાહે છે આ વાકયમાં la mère પહેલી વિભકતીને la fille બીજી કર્મ છે.

છઠ્ઠી વિભક્તીનો પ્રત્યય ગુજરાતીમાં નો, ની, નું, પ્રત્યય છે પણ ફ્રેંચમાં de ( દે ) થીજ છઠ્ઠીનો અર્થ દેખાડે છે. બહુવચનમાં des ( દે ) માત્ર ( s ) પાછળ લગાડે છે de અથવા des ની પછી આર્ટીકલ મુકવાની રૂઢી છે એકવચનમાં de, le અથવા la વપરાય છે પણ તેનું ટુંકું રૂપ du વાપરવાની રીત છે પણ જેન નામની સાથે દર્શક સર્વનામ મારો, મારી, આવેલાં હોય તો આર્ટીકલ મુકાતો નથી કેમકે મારો, મારી એજ આર્ટીકલ છે તેના દાખલા.

એક વચનના દાખલા:--

De le roi [ દે લે રૂઉવા ] રાજાનું આમ બોલાય પણ તેના ટુંકા રૂપમાં Du roi [ દી રૂઉવા ] રાજાનું આવી રીતે ટુંકામાં બોલી શકાય છે.

લાંબુ રૂપ De le père [ દેલેપેરે ] બાપનું ટુંકું રૂપ [ Du père ] દીપેર [ બાપનું.

| બહુવચન લાંબુ રૂપ. | ટુંકરૂપ બહુવચન. |
|---|---|
| De les rois [ દેલેરૂઉવા] રાજાઓનું | Des rois [ દે રૂઉવા ] રાજાઓનું |
| De les mères [ દેલેમેર ] માતાઓનું | Des mères [ દેમેર ] માતાઓનું. |
| | આવીજ રીતે બોલી શકાય છે આનું ટુંક રૂપ |

De mon ami [ દે મોં નામી ) મારા મીત્રનું.
De ma mére [ દેમા મેર ] મારી માનું.

પણ જે નામ ચોકસ બતાવવું નથી અને જેમાં એક એવો અર્થ બતાવવાને નરજાતીમાં un [ એં ] ને નારી જાતીમાં une [ એઇન ] પહેલા de આવે ત્યારે તેના છેડાનો e ઉડી જાય છે ને તેને ઠેકાણે આપોસ્ટ્રોફી મુકાય છે તેના દાખલા જેમકે:--

D'un roi ( દેંરૂવા ) રાજાનું.
D'une reine (દીનરેન) રાણીનું.

એટલે કોઇપણ રાજા અથવા રાણી ચોથી વિભક્તિમા પહેલાં a મુકી તે પછી le, la, les અથવા un une આર્ટીકલ વપરાય છે તેના દાખલા જુઓ પાન ૨૮ મે.

a un roi ( આએંરૂવા ) રાજાને
a une reine ( આઇનરેન ) રાણીને
} જાતીની અચોકસ.

a l'homme ( આલોમ ) માણસને
a l'ami ( આલામી ) દોસ્તને
} દોસ્તીની ચોકસ.

Eûtes vous hier une visite? ( એત વુ ઇયેર ઇનવીઝીત ) ગઇ કાલે તમે મુલાકાત લીધી હતી?

Non, Monsieur, jáurai demain une visite ( નોં મોન્સીયે ઝોરે ધેમે ઇન વીઝત ) નહીં સાહેબ હું કાલે મુલાકાત લઇશ.

Eûtes vous hier une visite? ( એત વુ ઝઇયે ઇન વીઝીત ) તમે ગઇ કાલે મુલાકાત લીધી હતી?

Non, Monsieur j'aurai demain une visite ( નોં મોન્સીયેર ઝોરે ધીમે ઇન વીઝીત ) નહિ, સાહેબ, હું આવતી કાલે વિઝિત લઇશ.

quand avez vous été au spectacle (theatre) કાં આવે વુ ઝેતે ઓ સ્પેક-તાકલ ( થે ઓત્ર ) તમે નાટકશાળામાં કયારે હતા?

Nous avons été hier au spectacle ( નુ ઝાંવોં ઝેતે ઇયેર ઓ સ્પેકતાકલ ) અમે ગઇ કાલે નાટકશાળામાં હતા.

## ચાલુ વાકયો.

Charle seras tu content ( શાર્લ સેરા તી કોંતાં ) શારલી તું સંતોષી થઇશ?

Oh, oui, monsiaeur je serai content ( ઓહ, ઉવી, મોન્સીયે, ઝે સેરે કાન્તાં ( અરે, હા, સાહેબ, હું સંતોષી થઇશ.

Avez vous un ami? ( આવે વુ ઝં નામી? ) તમોને એક મિત્રછે?

nous avons beacoup d'amis ( નુ ઝાંવો બોકુ દામી ) અમોને ઘણા મિત્રો છે.

Avez vous reçu une lettre? ( આવેં વું રસ્યુ એન લેત્ર? ) તમોને એક કાંગલ મલ્યો છે?

j'ai reçu une letter de Paris ( ઝે રસ્યુ ઇન લેત્ર દે પારી ) મને પારીસનો એક પત્ર મલ્યો છે.

Où etait ton ami Louis? ( ઉ એતે તોં નામી લુઉવી ) લુઇ તમારો મિત્ર કયાં હતો.

Il a été à Berlin (ઇલ આએતે આ બેર્લેં ) તે બરલીનમાં હતો.

vos parents sont ils riches? ( વો પારાં સોંતીલ રીશ ) તમારા માબાપ પૈસાદાર છે?

Non, Madame' ils sont pauvres ( નોં માદામ ઇલ સોં પોવ્ર)
નહિ, ભાઇ તેઓ ગરિબ છે.

oû avez vous été hier? ( ઉ આવે વુઍતે ઇયેર ) તમે ગઈ
કાલે કયાં હતા ?

Nous avons été a l'eglise ( નુ ઝાવોં ઝેતે આ લેગ્લીઝ ) અમે
દેવલમાં હતા.

Oû serez vous demain ? ( ઉ સેરે વુ દેમે ) તમે આવતી કાલે
કયાં હશો ?

Nous serons a l'école (નુ સેરોં આ લૅકોલ) અમે સ્કુલમાં હઇશું.

Ta sœur a-t-elb été malade ? ( તા સેર આતેલ એતે માલાદ )
તારી બહેન માંદી હતી ?

oui elle a aèté longtemps malade ( ઉવી, એલ આએતે લોતાં
માલાદ ) હા, તેણી લાંબો વખત થયાં બીમાર હતી.

Oü avez vous vos habits ? ( ઉ આવે વુ વોઝાંબી ) તમારાં
કપડાં કયાં છે ?

nos habits sont chez le tailleur ( નોઝાબી સોં સે લે તેઇયેર )
અમારાં કપડાં દરજીને ત્યાં છે.

Avez-vous des affaires ? ( આવે વુ દેઝાફેર ? ) તમોને કંઈ
કામકાજ છે ?

oh oui nous avons beaucoup d' affairs ( ઓહ ઉવી નુઝાવો
બોકુ દા ફેર ) અરે હા, અમોને ઘણું કામ છે.

N'étes vous pas contents ? ( નેત વુ પા કોન્તાં ) તમે સંતોષ
પામ્યા નથી ?

Non, nous sommes méeontents ( નોં નું સોમ મે કોન્તાં )
ના, અમે અસંતોષ પામ્યા છીએ

pourquoi étes-vous méocntents ( પુરકુઉવા એતે વુ મે કોન્તાં )
તમે શા માટે અસંતોષ પામ્યા છો ?

Nous avons eu une triste nouvelle ( નુ ઝવો, એ પુન ત્રીસ્ત
નુવેલ ) અમને દીલગીરીના ખબર મલા છે.

Pourquoi avez vous du chargrin (પુરકુઉવા આવે વુ દી શારગ્રે)
તમે શા માટે દીલગીર છો.

Notre mère est Trés malade (નોત્ર મેર એ ત્રે મલાદ) અમારી મા બહુ માંદી છે.

Serais-tu content si tu avais béaucoup de livres (સેરે તી કોંતાં સી તી આવે બોકુ દે લીવ્ર. જો તારી પાસે ઘણી ચોપડી હોય તો તું શંતોષ પામીશ ?

oui monsieur je serais bien content (ઉવી મોંશીયે જ સેરે બીયાં કોંતાં) હા સાહેબ હું સંતોષ પામીશ.

---

## પાઠ ૧૧ મો મુકરરે વિશેષણો.

આ વિશેષણો હમેશાં નામની પહેલાં અને de ચોથી અને છઠ્ઠી વિભકતીની પહેલાં આવે છે. તેઓનો ચાર વર્ગ છે તેમને "દર્શક વિશેષણ" પ્રશ્નાર્થક વિશેષણો સંબંધી વિશેષણ, અને સંખ્યા વિશેષણ કહેછે.

(Demonstratif) ૧, દર્શક વિશેષણના દાખલા.

| નર. | નારી. | બહુવચન. |
|---|---|---|
| Ce. | cette આ. | ces આ. |
| ce ci | cette ci આ (પાસે) | ces ci. આ. |
| ce la | cétte la પેલું (આ) | ces la પેલાં (આ) |
| le méme | la mémé તેજ. | les memes. તેજ. |

ce chapeau આ ટોપી.
cette ville આ શહેર.
ce garçon-ei આ (અહીં) છોકરો
cette famme-ci આ બાયડી.
ces hommes આ માણસે.

le méme livere તેજ ચોપડી.
ce garçon lâ તે છોકરો (પેલો છોકરો)
ces arbres પેલાં ઝાડો.

છઠ્ઠી વિભકતી de ce chapeau આ ટોપીનું, ની.
ચોથી „ à ce chapeau આ ટોપીને.

નોટ—નર જાતનીનું નામ કોઇ પણ સ્વર અથવા h થી શરૂ થતું હોય ત્યારે ce ને બદલે cet વપરાય છે બહુવચનમાં ફેર પડતો નથીઃ—

cet arbre—આ ઝાડ આમાં ce arbreને બદલે cet arbre વપરાયેલું છે.

પ્રશ્નાર્થ વિશેષણ કયો, કંઈ.

પ્રશ્નાર્થ એક વચન નરજાતીનાં quel ને નારી જાતીમાં quelle વપરાય છે. પણ બહુ વચનમાં quels નરજાતીમાં ને નારી જાતીમાં quelles પવરાય છે. જેમકે:—

quel livre ( કેલલિવ ) કઈ ચોપડી.

quelle fleur ( કેલ ફ્લેર ) કયું ફુલ.

quels livers કેલ લીવ્ર કઇ ચોપડીઓ.

quelle heure est-il? શું વખત થયો છે કેટલા વાગ્યા છે?
કેલ એર એ–તીલ

quel beau Tableau કેવું સુંદર પીક્ચર?
કેલ બોં તાબ્લો

શબ્દો.

| | |
|---|---|
| la plante લાપ્લાંત રોપો. | l'heure ( લેર ) કલાક. |
| le champ લેશાં ખેતર. | Bon (ન) Bonne (ના) સારૂં. |
| la couleur (લાકુલેર) રંગ. | Trop ( ત્રો ) ઘણું. |
| la fille ( લાફી ) છોકરી. | l'œuf ( લેફ ) ઇંડું. |
| le boeuf ( લેબેફ ) બલદ. | haut ( ઓ) ઉંચુ નરજાતી. |
| la voche ( લાવાશ ) ગાય. | haute ( ઓત) ઉંચું નારીજાતી. |

Beau (ન) સુંદર grand-e મોટું connaissez vous (કોનેસેવુ) તમે જાણો છો?

Belle ( ના ) સુંદર la femme બાયડી Mais પણ.

ભાષાંતર વાકયો.

| | |
|---|---|
| ce verre ( શેવેર ) આ ગલાસ. | cette pomme (સેત પોમ) આ શેબ ફળ. |
| cet homme (શેતોમ) આ માણસ | as bas (શે બા) આ હાથનાં મોજા. |
| ces bottes lā (શેબોતલા) આ બુટો. | cette boiteest grand (સે બુઆતએ ગ્રાં ) આ પેટી મોટી છે. |

ces enfants sont pauvres (સે ઝાંફાં સોં પોવ્ર) આ બાળકો ગરીબ છે.

Le frère de ce garçon (લે ફ્રેર દેસે ગારસો) આ છોકરાનો ભાઇ.
Deux livres de ce café (દે લીવ્ર દે સે કાફે) આ બે રતલ કાફી.
je donne ces poires à cette fille ci (ઝે દોન શે પુઊવાર આસેત
ફી સી.) હું આ છોકરીને આ શેબ ફ્લ આપું છું.
La méme couleur (લા મેમ કુલેર) તેજ રંગ.
nous avons acheté les méme plumes (નુ ઝાંવો ઝાશેતે લે
મેમ પ્લીમ) અમે તેજ પેનો ખરીદી છે.
j'a vu ceschiens lã (ઝે વી સે શીયે લા) મેં તે કુતરાને જોયા છે.
quels chiens avez vous vus (કેલ શીયાં આવે વુ વી) તમો કયા
કુતરાને જોયા છે?
quel beau cheval? (કેલ બો સેવાલ) કયો સુંદર ઘોડો?
quelle belle maison (કેલ બેલ મેંઝોં) કયું સારૂં ઘર.
Le fils de cet homme lã est tres grãnd (લે ફીસદે સેત ઓમ
લાએ ત્રે ગ્રાં) આ માણુસનો છોકરો બહુ મોટો છે.
quelle heure est-il (કેલ એર એ તીલ.) કેટલો વખત ગયો છે?
il-est trois heures (ઇલએત્રુવાઝેર) ત્રણ વાગ્યા છે.

સવાલ જવાબ.

A qui est ce canif? (આ છરી કોની છે?) આ કીએ શે કાનીફ)
Il est ma sœur (તે મારી બેનની છે.) ઇલ અ માસેર.
A qui sont ces gants? (આ મોજાં કોનાં છે? આ કીસોં સેગાં.
ils son tã mademouselle julie (તે માદ મુઊવાંઝેલ ઝુલીના છે)
ઇલ સોંતા માદમુઆ ઝેલ ઝીલી)
Où est la fille dé cette femme? (આ બાયડીની છોડી કયાં
છે?) ઉએ લાફી ધેસેત ફામ.
Elle est au jadin (dans le jardin) (તે વાડીમાં છે.) ઇલએતો
ઝાંર્દે.
Connaissez vous cette fleur? (આફુલને તમે ઓળખો છો?)
કોને સેવું સેત ફ્લેર?
Oui, c'est un rose (હા, તે ગુલાબનું છે.) ઉવી સેતીન રોઝ.

connaissez vous le pére de ce garçon lã ? ( કોનેસે વુ લે પેર ધેસે ગારસો લા ) આ છોકરાના બાપને તમે ઓળખો છો ?

Non, Mais je connais sa mére ( નો મે જે કોને સા મેર ) નહિ, પણુ હું તેની માને ઓલખું છું.

Quel papier voulez-vous ? ( કેલ પાપીએ વુલે વુ ) તમોને કયો કાગલ જોઇએ છીએ ?

Donnez moi ce papier là ( મને આ કાગલ આપો ) દોને મુઆસે પાપી એલા.

ces plumes-ci sont-elles bonnes ? ( આ કલમો સારી છે ? ) સેપ્લીમસી સોંતેલ બોન ?

Oui, elles sont trés bonnes ( હા, તે ઘણી સારી છે. ) ઉવી એલ સોંત્રે બોન.

cette église est elle haute ? ( આ દેવલ ઉંચુ છે ? ) સે તે ગલીઝ એતેલ ઓત ?

Oui, elle est très haute ( હા, તે ઘણું ઉંચું છે ) ઉવીએલ એત્રે ઓત.

A qui donnez vous ces fleurs ? ( આ કી દોને વુ સે ફ્લેર ) આ ફુલો તમો કોને આપો છો ?

je les donne à cette fille ( હું તે આ છોકરાને આપું છું ) ઝેલે દોન આફી સેત.

A qui donnez vous ces crayons ? ( આ કી દોને વુ સે ક્રાયોં ) આ સીસાપેનો તમે કોને આપો છો ?

je les donne à ce garçon lã ( ઝે લે દોન આસે ડગારસોંલા ) હું તે આ છોકરીને આપું છું.

trouve-ton de l'or dans ce pays ? ( આ મુલકમાંથી સોનુ મલી આવે છે ?

Oui Monsieur ce pays ei est riche eon or ( હા, સાહેબ, આ દેશ ) સોનાથી પૈસાદાર છે.

Entrez, vous êtes tout mouillé ( આંત્રે, વુઝેત તુ મુઇએ ) અંદર આવો તમે બધે ભીંજાઇ ગયા છો.

vous grelottez de froid (વુ ગ્રેલો તે દે ફ્રઉવા) તમે ઠંડીથી ધ્રુજોછો
quelle heure est-il en ce moment ? (કલેર એતીલ આં સે મોમાં) હમણા કેટલા વાગ્યા છે ?
je ne puis vous le dire exactement (જે ને પ્વી વુ લે દીર એકુઝાતમાં) હું તે બરાબર કહી શકતો નથી.
Regardez à votre montre (રેગાર્દેઆ વોત્ર મોંત્ર) તમારૂ ઘડીઆળ જુઓ.

## પાઠ ૧૨ મો. સંબંધી વિષેશણ વિષે.

ફ્રેન્ચ ભાષામાં સંબંધી સર્વનામ ને સંયોગી સંબંધી વિષેશણ કહે છે તે નિચે પ્રમાણે છે.

| નર જાતિ | નારી જાતિ | બહુવચન |
|---|---|---|
| Mon (મોં) | Ma (મા) | Mes (મે) મારૂં–રો–રી |
| ton (તોં) | ta (તા) | tes (તે) તારૂં. |
| son (સોં) | sa (સા) | ses (સે) તેનું તેણીનું. |
| notre (નોત્ર) | notre | nos (નો) અમારૂં–રો–રી. |
| votre (વોત્ર) | votre | vos (વો) તમારો–રી–રૂ. |
| leur (લૅર) | leur | leures (લેર) તેઓનું. |

### દાખલા.

| mon père | ta mère | ses frères | notre ami |
|---|---|---|---|
| મારો બાપ | તારી મા | તેના ભાઈઓ | અમારો મિત્ર. |

### વિભકતી રૂપાખ્યાન.

| | | | |
|---|---|---|---|
| પહેલી અને બીજી– | mon père | ta mère | ses frères |
| છઠી વિભકતી– | de mon pére | de ta mère | de ses frères |
| | મારા બાપનું | તારી માનુ | તેના ભાઇઓનુ. |
| ચોથી વિભકતી– | à mon pére | à ta mére | à leurs parents. |
| | મારા બાપને માટે | તારી માને માટે | તેઓના સગાંને માટે |

## રિમાર્કસ.

૧ ફ્રેન્ચીમાં દરેક નામની પહેલા સંબંધી વિશેષણ જાતિ અને વચનમાં સાથેજ બોલાય છે જેમકે

mon pére et ma sœur મારો બાપ અને મારી બહેન.

૨ Mon ton son એ નરજાતિમાં ને ma ta sa એ નારીજાતિ નામની પહેલા વપરાય છે પણ નારીજાતિ નામનો પહેલો અક્ષર શરૂ થતાં સ્વર (a e i o) અને h (આસ) આવતો હોય તો નારીજાતીના નામની પહેલાં ma ta sa ને બદલે Mon ton son વપરાય છે.

Mon amie ( નારી જાતિ ) mon âme (નારી જાતિ)
મો નામી મારી સખી મોં નામ મારો આત્મા.

૩ son sa ses તેનું તેણીનું બંન્ને થાય છે અને નામની પહેલા આવી બંને અર્થ થાય છે.

le pére aime son fils બાપ તેના પોતાના દીકરાને ચાહે છે.

la mère aime son fils મા તેણીના દીકરાને ચાહે છે.

la mère aime son fils et sa fille ( લા મેર એમ સોં એ સાફી ) મા તેના છોકરા અને છોકરીને ચાહે છે.

૪ ફ્રેન્સીમાં votre માન વાચક શબ્દ સાથે વારંવાર વપરાય છે.

Monsieur (મોન્સીયે ) સાહેબ. Madame ( માદામ ) બાઇ
Mademoiselle ( માદ મુઉવાઝેલ) કુંવારી છોકરી.
Messieurs ( મેસીયે ) સાહેબો. Mesdames (મેદામ) બાઈ.
Mesdemoisell es ( મેદમુઉવાઝેલ ) કુંવારી છોકરીઓ.
ગુજરાતીમાં માન વાચક શબ્દ વપરાય છે તેમ ફ્રેન્ચીમાં પણ છે.

Monsieur votre père તમારો બાપ.

mademoiselle votre sœur તમારી બહેન.

Messieure vos frères તમારા ભાઇઓ.

શબ્દ.

| | | | |
|---|---|---|---|
| la bourse | થેલી કોથળી. | la grand'mère | મોટી મા. |
| la montre | નાનું ઘડીયાળ. | la poche | ગજવું ખીચું. |
| la tante | કાકી મામી | arrivé e | આવી પહોંચ્યા. |
| la canne | સોટી લાકડી. | parti e | છુટા પડયા. ગયા. |
| la casquette | ઉભી ટોપી | perdu ( પેરદી ) | ગુમાવ્યું. |
| le grand père | મોટા બાપા. | vieuse ( જુનુ ) | trouvé ( મળયું.) |

aiment ( એમ ) ચાહવું.

ભાષાંતર વાકયો.

Mon pére est bon ( મોં પેર એ બોં ) મારો બાપ ભલો છે.

Ma mère est bonné ( મામેર એ બોન ) મારી મા ભલી છે.

ton frère est grand ( તોં ફ્રેર ઍગ્રાં ) તારો ભાઇ મોટો છે.

ta sœur n'est pas grande (તાસેરનેપાગ્રાંદ) તારી એન મોટી નથી.

notre oncle était riche ( નોત્ર ઓંકલ એતેરીશ ) અમારો કાકો પૈસાદાર હતો.

votre tante est pauvre ( વોત્ર તાંત એ પોવ્ર ) તમારી કાકી ગરીબ છે.

leurs parents seront contents ( લેર પારાં સેરોં કોન્તા ) તેઓના માબાપ સંતોષ પામશે.

Mes cousins et mes cousines sont arrivés ( મે કૂઝેં એ મે કૂઝીન સોં તારીવે ) મારા પિત્રાઇ ભાઇઓ અને બહેનો આવી પહોંચ્યાછે.

les pères aiment leurs enfants (લે પેર એમ લેર ઝાંફાં) પીતાઓ પોતાના છોકરાંઓને ચાહે છે.

notre grand' mère a perdu sa bourse ( નોત્ર ગ્રાંદ મેર આ પેરદી સા બુર્સ.) અમારી મોટીમાએ પોતાની પૈસા રાખવાની થેલી ગુમાવીછે.

j'ai trouvé la bourse de votre grand' mère ( જે ત્રુવે લા બુર્સ દે વોત્ર ગ્રાંદ મેર (તમારી મોટી માની થેલી મને મળી છે.

Mon amie est arrivè ( મોનામી એ તારીવે ) મારી સખી આવી પહોંચી છે.

Madame votre mère est-elle ici ? ( માદામ વોત્ર મેર એ તેલ ઇસી ? ) મેડમ તમારી મા અહીં છે ?
non, elle n'est pas ici ( નોં, એલ ને પાઇસી ) નહિ તેણી અહીં નથી.

elle est à Londres ( એલ એ તા લોંદ્ર ) તેણી લંડનમાં છે.

mesdemoiselles vos sœurs sont parties ( મેદમુઉવાઝેલ વો સેર સો પારતી) બાઇ તમારી બહેનો રવાના થઇ ગઇ છે.

૨. પ્રશ્નાંર્થ વાકયો.

Où est mon frère ? ( ઉએ મોં ફ્રેર ) મારો ભાઇ કયાં છે ?
il est au jardin ( ઇલ એ તો ઝારદેં ) તે વાડીમાં છે.
Où est ton livre? ( ઉ એ તોં લિવ્ર ) તારી ચોપડી કયાં છે ?
le voilà sur la table (લે વુઉવાલા સીર લાતાબ્લ) તે ટેબલ ઉપર છે.
Qui a perdu sa casquette ? ( કીઆ પેરદીસા કાસકેત ) તેની ટોપી કોણે ખોઈ છે ?
Charles a perdu sa casquette ( શાર્લ આ પેરદી સા કાસકેત ) શાર્લે તેની ટોપી ખોઇ છે.
Qui a trouvé nos crayons ? ( કીઆ ત્રૂવે નો ક્રાયોં ) અમારી શીશા પેનો કોને મળી છે ?

Henri les a trouvé ( હાંરી લેઝા ત્રુવે ) હેનરીને તે મળી છે.
De qui est cette lettre ? ( દેકી એ શૈત લેત્ર ) આ પત્ર કોનો છે ?
Elle est de notre grand' mère ( એલ એ દે નોત્ર ગ્રાંમેર ) તે અમારી મોટી માનો છે.

Que cherchez vous ? ( કે શેર શેવુ ) તમે શુ શોધો છો ?

je cherche mes plumes (ઝે શેરશ મેપ્લીમ) હું મારી કલમો શોધુ છું.
a qui est cette canne ? (આ કી એ શેતકાન) આ લાકડી કોની છે?
elle est à Monsieur votre oncle ( એલ એ તા મોંસીયે વોત્ર ઓંકલ) તે તમારા કાકાની છે.
a qui sont ces gants ? ( આ કી સોંસેગાં ) આ હાથના મોજાં કોના છે ?

ils sont à mademoiselle votre sœur (ઇલ સોં તા માદ મુઝેલ વોત્ર સેર) કુમારીકા તે તમારી બેનના છે.
voulez vous mes crayons? (વુલે વુમે ક્રાયોં) તમોને મારી સીસાપેનો જોઇએ છે?
Non, merci (નોં મેરસી) નહિ, ઉપકાર માનું છું.
connaissez vous mon amie? (કોને સે વુ મો નામી) મારી સખીને ઓળખો છો?
Oui, je la connais (ઉવી, ઝે લા કોને) હા, હું તેણીને ઓળખું છું.
Où était Monsieur votre père (ઉ એતે મોન્સીએ વોત્ર પેર) શાહેબ તમારો બાપ કયા હતાં?
il était á Berlin (ઇલ એતે તા બેરલો) તે બરલીનમાં હતા.
Où as-tu trouvé la bourse? (ઉ અતી ત્રુવેલા બુર્સ) તને પૈસા રાખવાની થેલી કયાંથી મળી છે?
elle était dans ma poche (એલ એ તેદાં માપોશ) તે મારા ગજવામાં હતી.
Qui est arrivé aujourd' hui? (કીએતારી વેઓઝુરદવી) આજે કોણ આવેલું છે?
la fille de mon oncle (લાફી દે મોનોંકલ) મારા કાકાની છોકરી.
avez vous été dans votre champ? (આવે વુઝેતે દાં વોત્ર શાં) તમે તમારા ખેતરમાં હતાં?
Non, Monsieur, nous avons été dans notre jardin (નોં, મોન્સીયે નુઝાવોંઝેતે દાંનોત્ર ઝારે દેં) નહિ સાહેબ, અમે અમારી વાડીમાં હતાં.
de qui avez vous reçu cette belle canne? (દે કી આવે વુ રેસ્યું સેત બેલ કાન) આવી સુંદર લાકડી તમોને કોની પાસેથી મલીછે?
c'est un cadeau ma grand' mére (શે તેં કાદો મા ગ્રાં મેર) તે મારી મોટી માએ બક્ષીસ આપી છે.
Nous les aimons (નુલે ઝેમોં) અમે તે પસંદ કરીએ છીએ.
ils nous appellent (ઇ લનુ ઝાંપેલ) તેઓ આપણને બોલાવે છે.
j'aimerais ma sœur (ઝેમેરે મા સેર) હું મારી બેનને ચાહીશ.
il les inviterait (ઇલ લેઝે વીતેરે) તે તેઓને (જમવા) બોલાવશે.
tu ferais mal à ton chien (તી ફેરે માલ આંતોં શીઆં) તુ તારા કુતરાને ઇજા કરશે (દુઃખ આપશે)

Elle entendrait le concert (એલ આંતાંદ્રે લે કોંસેર) તેણી તે ગીત સાંભળશે)

ton livre est déchiré (તોં લિવ્ર એ દેશીરે) તારી ચોપડી ફાટેલી છે

sa (à lui) composition était bonne (સાં કોંપોઝીસીએતે બોન) તેની જોડણી સારી હતી.

ses (à un annimal) oreilles ont été coupées (સે ઝોરેઇ ઓં તેતે કુપે) તેના કાન કાપેલા છે.

notre bal était brillant (નોત્ર બાલ એતે બ્રીઆં) આપણો નાચ ઘણો સારો હતો.

---

## પાઠ ૧૩ મો. સંખ્યા વાચક વિષેશણ.

ફ્રેન્ચ ભાષામાં સખ્યા વાચક વિષેશણમાં ત્રણ જાત છે.

૧ cardinal, ordinal, અને indefini.
સંખ્યા બતાવે ક્રમ વાચક અનીમીત અનિશ્ચિત.

un (એ) એક.
deux (ધે) બે.
trois ત્રુવા) ત્રણ.
quatre (કાત્ર) ચાર.
cinq (સેંક) પાંચ.
six (સીસ) ૭.
sept (સેત) સાત.
huit (ઉવીત) આઠ.
neuf (નેફ) નવ.
dix (ધીઝ) દશ.
onze (ઓંઝ) ૧૧.
douze (ધુઝ) ૧૨.
treize (ત્રેઇઝ) ૧૩
quatorze (કાતોર્ઝ) ૧૪.
quinze (કેન્ઝ) ૧૫.
seize (સેઇઝ) ૧૬.
dix sept (ધીઝસેત) ૧૭.
dix puit (ધીઝ ઉવી) ૧૮.
dix neuf (ધીઝ નેફ) ૧૯.
vingt (વેંત) વીસ.
vingt-et un (વેન્તએ) ૨૧.
vingt-deux (વેન્ત ધે) ૨૨.
vingt-trois (વેંત્રુવા) ૨૩.
vingt quatre (વેંક કાત્ર) ૨૪.
vingt cinq (વેન્ક સેન્ક) ૨૫.
trente (ત્રાંત) ૩૦.
quarante (કારાંત) ૪૦.
einquante (સેંકાંત) ૫૦.
soixant (સુઉવાસાંત) ૬૦.
soixant dix (સુઉવા સાંત ધીઝ) ૭૦.

soixante onze (સુઉવા સાંત ઓંઝ) ૭૧.
soixaute douze (સુઉવા સાંત ધુઝ) ૭૨.
soixante treize (સુઉવા સાંત ત્રેઇઝ) ૭૩.
soixante quatorze (સુઉવા નોંત ધુઝ) ૭૪.
soixante quinze (સુઉવા સાંત ધુઝ) ૭૫.
soixante seize (સુઉવા સાંત ધુઝ) ૭૬.
soixante dix sept (સુઉવા સાંત ધીઝ સેત). ૭૭.
soixante dix huit (સુઉવા સાંત ધીઝ વિત ૭૮.
soixante dix neuf (સુઉવા સાંત ધીઝ નેફ ૭૯.
quatre vingt (કાત્રવેં) ૮૦.
qnatre vingt un (કાત્ર વેંતએ) એકાંસી.
quatre vingt deux (કાત્ર વેંત ધે) ૮૨.
quatre vingt dix (કાંત્ર વેં ધીઝ) ૯૦.
quatre vingt onze (કાત્ર વેંત ઓંઝ) ૯૧.
quatre vingt douze (કાત્ર વેં ધુઝ) ૯૨.
cent (સાં) ૧૦૦.
cent un (સાંતે) ૧૦૧.
cent deux (સાંધે) ૧૦૨.
deux cents (ધેસાં) ૨૦૦.
trois cents (ત્રુવાસાં) ૩૦૦.
quinze cents (કેન્ઝ સાં) ૧૫૦૦.
mille, mil (મીલ) ૧૦૦૦.
( un miliion ) ( એ મીલીયોં ) ૧૦,૦૦,૦૦૦.

દાખલા.

cing enfants (સેં કાંફાં) પાંચ છોકરાં.
trente six chevaux (ત્રાંતસીસ સેવો) છત્રીસ ઘોડા.
troies cents quatre vingt quinze annés (વરસ) ૩૯૫.

રીમાર્ક.

૧ વીસ ત્રીસ ચાળીસ પચાસ અને સાઠ એ પછી un એક બોલાય ત્યારે તે બેઉની વચ્ચમાં et ( અને ) વાપરવો જોઇએ જેમાં trente et un (ત્રાંતે) ત્રીસ અને એક એકત્રીસ.
૨ જ્યારે સંખ્યા વાચક વિશેષણમાં કેટલાક સો (eent) અને ૮૦ quantre vingt ( s ) સંખ્યા બતાવવી હોય ત્યારે તેના છેડામાં ફેરફાર થતો નથી પણ છેડે (s) લગાડે છે.

જેમકે–trois cents francs ૩૦૦ ફ્રાન્ક.

sept cents personnes ૭૦૦ માણુસો.
sept cent vingt personnes ૭૨૦ માણુસો.
quatre vingts écoliers ૮૦ નિશાળીઆઓ.
quatre vingt deux aunes ૮૨ વાર yards.

૩ જ્યારે સો ને ૮૦ ની પછી એક બે અથવા વધારે સંખ્યા ઉપર બતાવવાની હોય ત્યારે (s) છોડી દેવો પડે છે.

૪ cent અને mille માં કદી આરટીકલ લગાડતા નથી. cent ou ( ઓઽ) mille livres સો અથવા હજાર પૌન્ડ (રતલ)

૫ જ્યારે સાલ વિષે હજાર બોલવું હોય ત્યારે mil ને એક એલ વાપરે છે જેમ

૧૮૫૮ ના વરસમાં L'an ( અથવા ) en mil huit cent cinquante huit.

૬ કોઇ માણુસ અથવા પોતાના કેટલા વરસ થયા છે એમ કહેવું હોય ત્યારે avoir નું રૂપ વાપરે છે જેમ
મને વીસ વરસ થયા છે j'ai vingt ans-trente ans (૩૦)
સ્વાલ પુછવામાં નીચે પ્રમાણે વાપરે છે.
તમોને કેટલા વરસ થયા છે ? quel âge avez vous ?
તમારા ભાઇને કેટલા વરસ થયા છે ? quel âge a votre frére ?

તે અઢાર વરસનો છે. Il a dix huit ans.

૭ સમુદાય વાચક સંખ્યા.

une huitaine ( યુન ઉવી તેન ) આઠની પંકતી.
une dixaine ( યુન દી ઝેલ ) અર્ધી કોડી.
une douzaine ( યુન દુઝેન ) એક ડઝન (૧૨).
une vingtaine ( યુન વેંતેન ) એક કોડી (૨૦ ).
une centaine ( યુન સાંતેન ) સેંકડો.
un millier ( એં મીલીયે ) હજાર.
un million ( એં મીલીયોં ) દશ લાખ.

શબ્દો.

la fille ( લાફી ) છોકરી.
le veau ( લેવો ) વાછરડો.
le cochon ( લે કોશોં ) ડુક્કર.
la brebis ( લાબ્રેબી ) ઘેટું.
le lièvre ( લેલી યેવ્ર ) સસલો.
le chevreuil ( લે શેવ્રેઇ ) હરણ.
né f née ( ને ) જન્મેલું.
la rue ( લા રી ) રસ્તો.
l habitant ( લાબીતાં ) રહેવાસી.
l'âge ( લાઝ ) ઉમર.
la semaine ( લા સમેન ) અઠવાડીયું.
encore ( આંકોર ) હજી પણ.
fois ( ફુઉવા ) વખત.
le jour ( લે ઝુર ) દિવસ.
la nuit ( લાન્વી ) રાત.
le mois ( લે મુઉવા ) મહીનો.
la fiévre ( લા ફીયેવ્ર ) તાવ.
l'an f l'année વરસ.
l' heure ( લેર ) કલાક.
la minute ( લામીનીત ) મીનીટ.
le florin ( લે ફ્લોરેં ) એશીલીંગની કીમતનો રૂપાનો શીકો.
le pied ( લે પીએ ) પગ.
vendu ( વાંદયુ ) વેચ્યું.
combien ( કોમ્બીયાં ) કેટલું.
font ( ફોં ) કરે છે ou ( ઉ ) અથવા.

વાકયો.

j'ai trois fils ( ઝે તુવા ફીસ ) મને ત્રણ છોકરા છે.
vous avez quatre filles ( વુ ઝાવે કાત્ર ફી ) તમોને ચાર છોકરી છે.
Mon oncle a eu dix enfants ( મોંનોકલ આએ દીઝાફાં ) મારા કાકાને દશ છોકરા થયા હતા.
il a perdu cing fils et deux filles ( ઈલ આ પેરદી શેંક ફીસ એ દે ફી ) તેણે પાંચ છોકરા ને બે છોકરીઓ ગુમાવી છે.
nous avons vu 35 bœufs, 42 vaches, 88 veaux et 76 cochons ( નુઝાંવો વી ત્રાંતસેંક બેફ, કાંતદે વાસ, કાંતવેંન્તવીત વો સુઉવા સાંત સેઇઝ કોશોં ) અમે ૩૫ બળદ ૪૨ ગાયો ૮૮ ડુકર જોયા છે?
Mes crayons sont trés bons ( મે ક્રાયોં સોં ત્રે બોં ) મારી શીશાપેનો ઘણી સારી છે.
ces-ei sont meilleurs ( સે-સી સોં મેઇએર ) આ વધારે સારી છે.

'Les autres sont les meilleurs ( લે ઓત્ર સેં લે મેઇઅેર) પેન્સી બીજી ( પેનસીલો ) સૌથી વધારે સારી છે.

votre rédaction est mauvaise ( વોત્રરેદાકશીઓં એમોવેઝ ) તમારૂં લખાણુ (લખેલું) ખરાબ છે.

Celle de votre sœur est plus mauvaise ( સેલ દે વોત્ર સેર એપ્લી મોવેઝ ) તમારી બહેનનું વધારે ખરાબ છે.

Celle de Goulamali est la plus manvaise ( સેલદે ગુલામઅલી એલાપ્લી મોવેઝ ) ગુલામઅલીનું (લખાણ) સૌથી ખરાબ છે.

Me parlez vous, mademoiselle? ( મે પાર્લેતુ માદમુઆઝલ ) છોકરી, તું મારી સાથે વાત કરે છે?

Prenez vos livres de priéres (પ્રેને વો લીવ્ર દેપ્રીએર) તમારી પ્રાર્થના કરવાની ચોપડીઓ લો.

Nous sommes toutes prétes ( નુ સોમ તુત પ્રેત ) અમે બધા તૈયાર છી.

La maîtresse vous attend ( લામે ત્રેસ વુ ઝાંતાંદ ) તે બાઇ (મહેતીજી) તમારે માટે રાહ જોઇ ઉભી છે.

Lequel voulez vous ? ( લે કેલ વુલે વુ ?) તમોને કયું જોશે ?

que dites vous ? ( કે દીત વુ ? ) તમે શું કહો છો?

quand le ferez vous ? ( કાં લે ફેરે–વુ ) તમો તે કયારે કરશો ?

Pourquoi fales-vous cela? ( પુર કુઆ ફેત વુ સેલા ) તે તમે શા માટે કરો છો ?

parce que je ne suis past mieux faire (પાસે કે ઝે ને પાસે મીએ ફેર) કારણ કે હું વધારે સારૂં જાણતો નથી.

que voulez-vous me donner? (કેવુ લેવુ મે દોને ) તમે મને શું આપશો.



## પાઠ ૧૯ મો.

### Ordinal numeros—અનુક્રમ વાચક.

le premiér et le second ( પહેલો અને બીજો ) સિવાય છેડામાં ieme મુકીને સંખ્યા વાચકમાંથી અનુક્રમ વાચક બનાવી શકાય છે. અને વ્યજનોમાં છેડે જેવા cing અને neuf માં પણ iéme મુકતાં તેની પહેલાં u મુકવો ને neuf માં f કાઢી vième મુકવો તે નીચે પ્રમાણે છે:—

le premiér (નર) } પહેલો
la premiére (નારી) } પહેલી
le second (નર) } બીજો
le la deuxiéme (નાર) } બીજી
la seconde (નારી) } બીજી
le troisiéme ત્રીજો.
le quatriéme ચોથો.
le cinquiéme પાંચમો.
le sixiéme છઠ્ઠો.
le septiéme સાતમો.
le huitiéme આઠમો.
le neuviéme નવ.
le dixiéme દશ.
le Onziéme અગીઆરમો.
le Douziéme બારમો.
le tréiziéme તેરમો.
le quinziéme ચોદમો.
le qualorziéme પંદરમો.
le seiziéme સોળમો.
le dix septie'me સત્તરમો.
le dix huitiéme અઢારમો.
le dix neuvième ઓગણીસમો.
le vingtiéme વીસમો.

le vingt uniéme એકવીસમો.
le vingt déuxiéme બાવીસમો.
le trent'iéme ત્રીસમો.
le quarantféme ચાલીસમો.
le cinquantiéme પચાસમો.
le soixantiéme સાઠમો.
le soixan:e dixféme સીતેરમો.
le soixant onxiéme ૭૧ મો.
le soixant douztmé ૭૨ મો.
le quatre vingtiéme ૮૦ મો.
le quatre vingt uniéme૮૧મું.
le quatre vingt dixiéme ૯૦ મો.
le centiéme સોમો.
le cent et uniéme ૧૦૧ મો.
le cent déuxiéme ૧૦૨ મો.
le cent vingtiémé ૧૨૦ મો.
le deux centieme ૨૦૦ મો.
le six centsoixcant quinziéme ૬૭૫ મું.
le mllliéme હજારમો.
le derniér છેલ્લો.

રીમાર્કસ.

v.ngt trent quarante માંની પછી uniéme વપરાય છે જેમકે
૨૦ ૩૦ ૪૦ Charle est le vingt umetir.
de sa class. શાર્લ પોતાના ક્લાસમાં એકવીસમો છે.

૨ મહીનાની તારીખ વિષે ( premiér et derniér ) પહેલી અને છેલ્લી સિવાય સંખ્યા વાચક નંબર બોલીને તુરત મહીનો બોલાવો જેમકે:-

le premier Avril પહેલી એપ્રીલ le deux, trois, Mai deux mai મેની બીજી કે ત્રીજી તારીખ le onze Mars અગીયારમી માર્ચ le onze માં ' ' એપોસ્ટ્રોફી મુકયા વગર લખાય છે.

le vingt juin વીસમી જુન.

સવાલ—આજે કઇ તારીખ છે ?

qel jour du mois avons nous aujourd'hui
કેલ ઝુર ધી મુઆ આવો નુ ઓ ઝુરદવી
આજે મહીનાની કઈ તારીખ થઇ?

જવાબ—આજે બીજી તારીખ છે.

c'est aujourd'hui le deux આજે બીજી તારીખ થઇ.
સે ઓ ઝુરદવી લે ધે

nous sommes le dix
અથવા અથવા nous avons } આજે દશ તારીખ છે.

ગુજરાતીમાં તારીખ ૨૫ મીએ એમ બોલાય છે પણ ફ્રેંચીમાં છઠી મે.
le six le mai લેસી મે ( છઠી મે )

૩ રાજાઓના નામ આગલ પહેલો ચોથો વગેરે અનુક્રમ વાચક વિશેષણ બોલાય તો કારડીનલ વાપરે છે જેમકે:—

Henri premiér પહેલો હેનરી.
Henri second બીજો હેનરી અથવા Deux પણ વાપરે છે.
George cing પાંચમો જ્યોર્જ.

૪ ભેદ સુચક ક્રમ વાચક વિશેષણમાં છેડે ment અથવા ement વધારી બતાવવામાં આવે છે.

સંખ્યા વાચક વિશેષણ હોય ત્યારે

પહેલું—premiérement
બીજું—deuxiémement.
ત્રીજું—troisiémement.

અપુર્ણાંક સંખ્યા કાચક.

૫ ક્રમ વાચકની પહેલાં un મુકીને બોલીએ તો અપુર્ણાંક એકનો આટલામો ભાગ જેમકે:—

$\frac{1}{5}$ એક પચમાંશ-સ un cinquiéme.
$\frac{1}{6}$ એક ષષ્ઠમાંશ-સ un sixiéme.
$\frac{1}{8}$ એક અષ્ટમાંશ-સ un huitíéme.

પુર્ણાંકની પછી પા, અર્ધો પોણો હોયછે તે નીચે પ્રમાણે.

$\frac{1}{2}$ (૦॥) un demi (નર) une demie (નારી.)
$\frac{1}{4}$ (૦।) ún quatre.

૬ દીવસ અથવા રાત્રીના કલાકો વિષે આવી રીતે બોલાય છે.

Deux heures (દેઝેર) બે વાગ્યા

Deux heures et (un) quatre સવા બે વાગ્યા.

Deux heures et demie અઢી વાગ્યા.

trois heures moins un quatre પોણા ત્રણ વાગ્યા.

á medi બપોરના બાર વાગે

á minuit, રાતના બાર વાગે.

simple એકવડું quadruple ચાર ગણું, ચોવડું.

Double બેવડું centuple સો ગણું.

triple ત્રેવડું

## મહીનાનાં નામ.

Janvier ( ઝાંવીએ ) જાન્યુઆરી.
Fevrier ( ફેવ્રીયે ) ફેબ્રુઆરી.
Mars ( માર્સ ) માર્ચ.
Avril ( આવરીલ ) એપ્રીલ.
Mai ( મે ) મે.
Juin ( ઝુએં ) જુન.
Juillet ( ઝુવીએ ) જુલાઇ.
Aout ( આઉત ) ઓગષ્ટ.
Septembre ( સેપ્તાંમ્બ ) સપટેમ્બર.
Octobre ( ઓકતોબ્ર ) અકટોમ્બર.
Novembre ( નોવાંબ્ર ) નવેમ્બર.
Decembre ( દેસામ્બ્ર ) ડીસેમ્બર.

## દીવસનાં નામો.

Dimanche ( દીમાંશ ) રવિવાર.
Lundi ( લેંન્દી ) સોમવાર.
Mardi ( માર્દી ) મંગલવાર.
Mercredi ( મેરકરેદી ) બુધવાર.
Jeudi ( ઝેદી ) ગુરૂ.
Vendredi ( વાંદ્રેદી ) શુક્ર.
Samedi ( સામેદી ) શની.

શબ્દો.

le siecle ( સીએકલ ) સૈકો.
l'incendie ( લેંશાંદી ) આગ.
la partie ( લા પારતી ) ભાગ.
la place ( આ પ્લાસ ) જગ્યા.
la classe ( લા કલાસ ) વર્ગ.
ã present ( આપ્રેઝાં ) હમણાં.

વાકયો.

je suis dans ma soixante-uniéme anncé ( ઝે સ્વીગામાં સુઇસાંત એનીયમ આને ) હું એક સાઠ વેરસનો છું.

Hier ce fut le six mai, aujourd'hui c'est le sept ( ઇએરસ ફી લે સીસ મે ઓ ઝુરદવી સેલેસત ) હાલે મેની છઠી તારીખ હતી આજે સાતમી છે.

Charle est premier de sa classe (શાર્લ એ પ્રેમીયે દે સા કલાસ) શાર્લ પોતાના કલાસમાં પહેલો નંબર છે.

Louis est le neuviéme, Henri le dix huitiéme et jules le dernier (લુઉવી એ લે નેવીઅમ હાંરી લે દીઝ વીતએમ એ ઝીલ લે દેરનીએ) લુઉવી નવમો નંબર છે. હેનરી અઢારમો અને ઝીલ છેલ્લો નંબર છે.

le pape (pope) gregoire VII (૭) était l'ennemi de Henri IV (૪)

લે પાપ (પોપ) ગ્રેગુઉવાર સેતીએમ એતે લાંનેમી દે હાંરી કાત્રીયેમ. (પોપ ગ્રેગુઉવાર સાતમો ચોથા હેનરીનો દુશ્મન હતો.)

Nous vivons dans le dix neuviéme siécle (નુ વીવોં દાં લે દીઝ નેવીઅમ સીએકલ) આપણે ઓગણીશમાં સૈકામાં છીએ.

Romulus fut le premier Numa Pompilius le second roi de Rome (રોમીલી ફી લે પ્રેમીએ નીમી પોંપીલીઇ લે સેગોં રૂઆ ધે રોમ) રોમીલી રોમનો પહેલો રાજા, નીમા પોંપીલી રોમનો બીજો રાજા થઇ ગયો.

Avril est le quatriéme juin le sixiéme et decembre le dernier mois de l'anné (એવરીલ એ લે કાત્રીયેંમ, ઝુએં લે સીઝીએમ એ દેસામ્બ્ર લેદેરનીએ મુઉવાં દે લાને) વરસનો ચોથો મહીનો એપરીલ, જુન છઠો અને ડીસેમ્બર છેલ્લો મહીનો છે.

la semaine est la cinquante deuxiéme partie de l'année (લા સેમેન એ લા સેકાંત દેઝીએમ પાર્તી દે લાને.) અઠવાડીયું એ એ વરસનો બાવનમો ભાગ છે.

Ma sœur Elisabeth est née le vingt huit juillet mil huit cent trente cinq
મા સેર ઇલીઝાબેથ એ ને લે વેંત વીત ઝુવીએ મીલ વીત સા ત્રાંત સેંક } મારી બેન ઇલીઝાબેથ ૧૮૩૫ના જુલાઇની ૨૮ મી તારીખે જન્મી છે.

J'ai reçu trois livres et demie de café et cinq livres et un qnart de sucre (ઝે રેસ્યુ ત્રુવા લીવ્ર એ દીમી દે કાફે એ સેંક લીવ્ર એ એંકાર દે સીક્ર) મને સાડા ત્રણ પૌંડ કાફી ને સવા પાંચ પૌંડ ખાંડ મલી છે.

Charles XII était roi de Suéde (શાર્લ ડુઝ એતે રૂઆ ધે સ્યુએદ) બારમો શાર્લ સીએદનો રાજા હતો.

Le 27 (de) Septembre 1829, un incendie detruisit à Constantinople 11000 maisons, 700 personnes périent dans les flammes) લે વેંતસેત સેપ્તાંબ્ર મીલ વીતસાં વેત નેફ એને શાંદી દે ત્રુઇજ્ઞીના કોન્સતાંતીનોંપ્લ ઓંઝમીલ મેંઝો, સેતસાં પેરસોન પેરીર દાંસે ફલાંમ) ઇ૦ સ૦ ૧૮૨૯ ના સપ્ટેમ્બર ની ૨૭ મી તારીખે કોન્સટાંટીનોપલમાં ૧૧૦૦૦ ઘરો નાશ પામ્યાં હતાં ને સાતસો માણસો અગ્નીમાં મરી ગયાં હતાં.

સવાલ જવાબ.

quelle place à votre frère ? (કેલ પ્લાસ આ વોત્ર ફ્રેર) તમારા ભાઇનો કયો નંબર છે?

Il est le dix septième de la classe (ઇલ એ લે ડીઝ સેતીએમ ધે લા કલાસ) તે વર્ગમાં સતરમો છે.

quand êtes vous arrivé ? (કાં એત વુ આરીવે) તમે ક્યારે આવ્યા છો?

j'e suis arrivé le prèmier juin (ઝે સ્વી આરીવે લે પ્રેમીએ ઝુએં) હું જુનની પહેલી તારીખે આવ્યો છું.

quand avez vous vu votre mére તમે તમારી માંને ક્યારે જોયાંછે?

ce fut hier à cinq heures તેણીને કાલે પાંચ વાગે જોયાં છે.

Mademoiselle Sophic est-elle la première ou la deuxiéme? (માદ મુઝ્વાઝેલ સોફી એ તેલ લા પ્રેમીએર ઉલા દેઝીઅમ ?) માદમુઝવા જેલ સોફી પહેલી છે કે બીજી ?

quel âge a-t-elle ? તે કેટલા વરસની છે ?

elle a quinze ans તે પંદર વરસની છે.

Dans quelle année est-elle née? (દાં કેલ આને એ તેલ ને ?) તે કઈ સાલમાં જન્મી છે ?

elle est née en 1858 (એલ એને આં દીઝ વીતસાં સેકાંતવીત) તેણી ૧૭૫૮ માં જન્મી છે.

Dans quel mois (દાં કેલ મુઆ ? કયા મહીનામાં ?

Au mois d'octobre (ઓ મુઉવા દોકતોબ્ર) અકટોમ્બર મહીનામાં
quelle jour ? (કેલ ઝુર ) કયે દિવસે ?
Le onze ( લે ઓંઝ ) અગીઆરમી.

De quel roi parlez vous ( દેકેલ રૂઉવા પારલેવું ?) તમે કયાં
રાજા વિષે બોલો છો ?

Nous parlons de Louis XVI (નુ પારલોંદ લુઉવી સેઝ અમે
સોળમાં લુઈવીસ વિષે બોલીએ છીએ.)
quand mourut il ? ( કાં મુર્ત ઇલ ? ) તે કયારે મરી ગયો ?
en 1793 (આ દીઝસેતસાં કાંત વેંત્રેઇઝ ) ૧૭૯૨ માં.
quelle heurt estil (કેલેટ એતીલ ) કેટલે વાગે ?
Il est scpt heures et quart ou sept heures et demie (ઇલ
એ સેત અેર એ કાર ઉ સેતેર એ દેમી ) તે સવાસાત કે સાડા સાત
વાગે છે.

a quelle heure êtes vous parti ? (આ કેલ એર એત વુ પારતી)
તમે કેટલા વાગે જવાના છો ?
je suis parti a huit heures moins un quart ( ઝે સ્વી પારતી
આ વીતેર મુઉવે એં કાર ) હું પોણાં આઠ વાગે જવાનો છું.
combien d'aunes voulez-vous ? ( કોંબ્બીએં દોન વુ લે વુ) તમોને
કેટલાં વાર જોઇએ છીએ ?
Donnez moi seize aunes et demie ( દોને મુઉવા સેઇઝ ઓન
એ દેમી ) મને સાડા સોળ વાર આપો )
quand mourut Charlemagne ( કાં મુરી શાર્લે માંય ) કયારે
શાર્લ માય મરી ગયો ?

Il mourut en 814 le 28 janvier (ઇલ મુરી આંઉવીત સાંકાતોર્ઝ
લેવેંત્વીત ઝાંવીએ) તે ૮૧૪ ની ૨૮ જાનેવારીએ મરી ગયો.
quel âge a votre grand pére ? ( તમારા મોટા બાપાને કેટલા
વરસ થયાં છે ? ) કેલ આઝ આ વોત્ર ગ્રાં પેર.
Il est à present dans sa quatre vingtième année (ઇલ એતા
પ્રેઝાં દાં કાત્ર વેંતીયેમ આને ) તેને હમણાં ૮૦ વરસના થયાં છે.

## પાઠ ૧૫ મો. અનીયમીત સંખ્યા વાચક વિશેષણ

આ શબ્દો ગુજરાતીમાં વિશેષણાર્થક સર્વનામ તરીકે વપરાય છે પણ ફ્રેંચ ભાષામાં નામની પહેલાં મુકાય છે ત્યારે તેને indefini adjectife કહે છે તે નિચે પ્રમાણે છેઃ—

chaque (શાક) દરેક.
tout (f) toute (તુત) બધું.
aucun } કોઈ નહીં.
nul nulle } કાંઇ પણ નહીં.
maint-e ઘણુંએક.
quelque (કેલ્ક) કંઈ કોઈ દરેક કંઈ એક વચન.

que quel (plu) (કેટલાક) થોડાક બહુવચન.

certain-e ચોકસ.
plusieurs (કેટલાક) અનેક.
Divers diverses } જુદું જુદું.
differents f tes } તફાવત.

### દાખલાઓ.

chaque maison દરેક ઘર.
toute ville દરેક શહેર.
aucun pays કોઇ ગામ નહી.
nulle regle કાયદો નહિ.
maint homme ઘણાએક માણસ.

quelque temps થોડા વખત.
quelques pommes કેટલાંક સેબ ફળો.
plusieurs écoliers કેટલાક નિશાળીઆઓ.
certain mots ચોકસ શબ્દો.

### રીમાર્કસ.

૧ tout ના બે અર્થ થાય છે. દરેક, આખું બધું.

આર્ટીકલ સિવાય દરેક અને le la les આર્ટીકલ મુકી tout વપરાય છે ત્યારે બધું અથવા આખું થાય છે જેમકે toute la ville બધું શહેર અથવા આખું શહેર.

tous les hommes (તુલે ઝોમ) બધાં માણસો.

toutes les lettres ( તુત લે લેત્ર ) બધાં કાગળો.

tous ses enfants (તેનાં બધાં છોકરાઓજ.

| નરજાતી. | એક વચન. | નારીજાતી. |
|---|---|---|
| પહેલી વિભક્તી } બીજી ,, } | tout mon argent બધા મારા પૈસા. | toute la ville આખું શહેર. |
| છઠ્ઠી ,, | de tout mon argent સઘળા મારા પૈસાનું. | de toute la ville આખા શહેરનું. |
| ચોથી ,, | à toute mon argent મારા બધા પૈસાને. | à toute la Ville આખા શહેરને. |

અનેક વચન.

નર— નારી—

૧ Tous les hommes, બધાં માણુસો. Toutes bs lettres બધા કાગલો

૬ de tous les hommes બધાં માણુસોનું. de toutes les lettres બધાં કાગળોનું.

૪ â tous les hommes બધા માણુસોને. à toutes les lettres બધાં કામલોને.

૨ aucun અને nul માત્ર ભાગ ન થઈ શકે તેવી ચીજમાં અથવા જવાબ વાળવામાં વાપરી શકાય છે. પણ અવ્યવ ne ક્રીયાપદની સાથે પહેલાં મુકાય છે—

દાખલો.

je n'ai aucun faute મારામાં એકે ભુલ નથી
un livre pueleoqul કોઇ પણ ચોપડી

L'épine (f) (કાંટો) કંટક વૃક્ષ.
la leçon પાઠ.
la chose ચીજ.
le temps (વખત) હવા.
la nouvelle (છાપું) ન્યુસ.
le nom નામ.
le paysan ગામડીયો.
prêter ઉછીનું આપવું.
la faute ભુલ.
l'erreur (ચુક) દોષ.
la version (મતલબ) સમજુતી.
mortel નાશવંત.
la femme બાયડી.
le motif બાબત, પ્રયોજન
l' ennemi દુશ્મન.
Rare (દુર્લભ) સાધારણ.
froid ઠંડી.
le méme તેજ.
Depuis ત્યારપછી.
aime ચાહે છે.
quel chose કંઈ ચીજે.

ભાષાંતર વાકયો.

Nulle rose n'est sans épines (નીલ રોઝ ને સાં એપીન) કાંટા સિવાય કોઇ ગુલાબ હોતા નથી.

Notre maitre de musique donne chaque jour six leçons. (નોત્ર મેત્ર દે મ્યુઝીક દોન શાક ઝુર સીસ લેશો) આપણો વાજીંત્ર માસ્તર દરરોજ છ પાઠ આપે છે.

plusieurs personnes sont arrivé de Vienne (પલીઝીએર પેરસોન સોં તારીવે દેવીએન) વીએનથી કેટલાંક માણસો આવ્યાં છે.

chaque âge ā ses plaisirs et ses chagrins (શાક આઝ આ સે પલેઝીર એસે શાગ્રીં) દરેક જીંદગીને પોતાની ખુશાલીને દીલગીર હોય છે.

tous les hommes sont mortels (તુ લે ઝોમ સોં મોરતેલ) બધાં માણસો નાશવંત છે.

tous ce pays est pauvre (તુ સે પેઇ એ પોવ્ર) આ આખો દેશ ગરીબ છે.

Toute chose a son temps (તુત શોઝ આ સોતાં) દરેક ચીજને પોતાનો વખત છે.

je n'ai aucun nouvelle de mon frère (ઝે ને એકં નુવેલ દે મોં ફ્રેર) મારા ભાઇના મને કંઇ નવીન ખબર નથી.

je connais quelque familles riches dans cette ville (ઝે કોને કેલક ફામીં રીસ દાં સેત વીલ) આ ગામના કેટલાક પૈસાદારના કુટુંબને હું જાણું છું.

Nous avons reçu aujourd'hui diverses letteres (નુ ઝાંવોં રેસીયુ ઓજુરદી દેવેરસ લેત્ર) આપણને આજે જુદા જુદા કાગલો મલ્યા છે

plusieurs hommes ont le même nom (પ્લીઝીએર ઝોમ ઓં લે મેમ નો) એક નામના ઘણા માણસો હોય છે.

Maint paysan est très pauvre ઘણાક ગામડીયા ગરીબ હોય છે.

on a parlé de différents entreprises (ઓના પારલે દે દીફેરાં આંત્રે પ્રીઝ) આપણે જુદા જુદા સાહસીક કાર્યોનું બોલ્યા છીએ.

prêtez moi quelques livres (પ્રેતે મુઉવા કેલક લીવ્ર) મને કેટલીક ચોપડીઓ વાપરવા આપો.

Mon pére est malade depuis quelqnes semaines (મોં પેર એ માલાદ દેપ્વી કેલક સેમેન) મારો બાપ કેટલાક અઠવાડીયા થયા બીમાર છે.

સવાલ જવાબ.

ai-je des fautes dans ma version? (એ ઝે દે ફોત દાં મા વેરસીઓ) મારી સમજુતીમાં ભુલો છે?

Oui mon ami tu as plusieurs fautes (ઉવી મોં નામીતી આ પ્લીઝીએર ફોત) હા, મારા મીત્ર તારી કેટલીક ભુલો છે.

quelles sont les fautes (કેલ સોં લે ફોત) કઇ ભુલો છે?

les voici (લે ઉવાસી) તે આ રહી.

qui a dit cela? (કી આ દી સેલા?) કોણે એવું કહ્યું?

tous les enfants l'ont dit (તુ લે ઝાંફાં લોં દી) સઘળાં છોકરાં કહે છે.

oû croit cette plante? ઉ ક્રુઉવા સેત પ્લાંત) આ રોપો કયાં ઉગે છે?

elle croit dans tous les pays de l' Europe (એલ ક્રુઉવા દાં તુ લે પેઇયે દે લેરોપ) તે યુરોપનાં બધા મુલકમાં ઉગે છે.

a qui sont ces maisons (આં કી સો સે મેઝોં) આ ઘરો કોના છે.

toutes ces maisons sont â mon oncle (તુ સે મેઝોં સોં આ મોંનોકલ) આ બધાં ઘરો મારા કાકાનાં છે.

quels motifs avez vons eus (કેલ મોતીફ આવે વુ ઝે) તમને શું પ્રયોજન હતું?

Nous avons eu divers motifs (નું ઝાંવોં ઝે દી વેર મોતીફ) અમને જુદા જુદા કારણો હતાં.

qui a perdu son enfant? (કી આ પેરદી સોનાંફાં) કોણે પોતાનું બાળક ગુમાવ્યું છે.

Mainte mère a perdu son enfant (મેંત મેર આ પેરદી સોનાંફાં) કોઇ એક માએ પોતાનું બાળક-ગુમાવ્યું છે.

as-tu beaucoup de fautes? (આ તી બેકુ દે ફોત) તને ઘણી ભુલો છે?

Non je n'ai aucune faute (નો જે ને ઓઝીન ફોત) નહિ મારામાં એકે ભુલ નથી.

at-elle trouvé quelque chose? (આ-તેલ ત્રુવે કેલ્ક શોઝ) તેણીને કંઈ ચીજ મળી છે?

oui elle ă trouvé une bourse (ઉવી એલ આ ત્રુવે ચેન બુરસ) હા, તેણીએ એક થેલી શોધી છે.

où avez vous été la semaine dernière (ઉ આવે વુ એતે લા સેમેન દેરનીએ) છેલ્લું અઠવાડીયું તમે કયાં થયા હતા?

j'ai été dans plusieurs endroits (જે એતે દાં પ્લીઝીએર આંદ્રવા) હું કેટલીક જગ્યામાં હતો.

---

## પાઠ ૧૬ મો. વિશેષણ વિષે.

A વિશેષણો ફ્રેન્ચી ભાષામાં જાતી અને વચનમાં ફેરફાર થાય છે. જનરલ રૂલ એવો છે કે નારી જાતીમાં છેડે e લગાડે છે પણ તે બોલતો નથી જેમકે:—

| નરજાતી. | નારીજાતી. |
|---|---|
| petit (નાનું) પેતી. | petite (નાની) પેતીત. |
| grand (મોટું) ગ્રાં. | grande (મોટી) ગ્રાંદ. |
| joli (ઝોલી) સુંદર ઝોલી. | jalie સુંદર ઝોલી. |
| Apliqué (ઉધમી) આપલીકે. | Appliquée (ઉધમી) આપલીકે. |

ઘણાક શબ્દને છેડે e એ હોય છે તો પણ નરજાતી પેઠેજ રહે છે પણ તે બોલાય નહી.

| | |
|---|---|
| facile (સહેલું) ફાશીલ. | fem facile. |
| sage (ડાહ્યું) સાઝ. | fem sage. |

૨ કેટલાક વિશેષણને છેડે el eil અને n અને એક પદી વિશેષણને છેડે s અને t હોય ત્યારે નારી જાતીમાં તે દરેક બેવડા થાયછે ને પાછલ e મુકાય છે. જેમકે:—

| નરજાતી. | નારીજાતી. |
|---|---|
| Cruel ( ક્રીએલ ) ઘાતકી. | Cruelle ( ક્રીએલ ) ઘાતકી. |
| pareil ( પારેઇ ) એવું, તેજ. | Bonne ( બોન ) સારી. |
| Bon ( બોં ) સારૂં. | Pareille ( પારેઈ ) એવું તેજ. |
| Bas ( બાં ) નીચે. | Basse ( બાસ ) નીચે. |
| Gros ( ગ્રો ) મોટું. | Grosse ( ગ્રોસ ) મોટી. |
| Sot ( સો ) મુર્ખ. | sotte ( સોત ) મુર્ખી. |
| Epais ( એપે ) ઘટું. | Expresse ( એકસપ્રેસ ) ખુલી. |
| Expres ( એકશપ્રે ) ખુલું. | Epaisss ( એપેસ ) જાડી. |
| Muet ( મીએ ) મુંગું. | Muette ( મીએત ) મુંગી. |
| Sujet ( સીઝે ) આધીન, પરતંત્ર. | sujette ( સીઝેત ) પરતંત્ર (નારી). |

૩ જે વિશેષણના છેડામાં f હોય ત્યારે નારીજાતીમાં ve થાય છે તે નીચેના દાખલાથી સમજાશે.

| નરજાતી. | નારીજાતી. |
|---|---|
| Vif ( વીફ ) ચાલાક, ચપળતા, ઉતાવળ. | Vive |
| Neuf ( નેફ ) નવું. | Neuve |
| Actif ( આકતીફ ) ઉદ્યોગી, મહેનતુ | Active |
| Bref ( બ્રેફ ) ટુકું. | Brève |

૪. કેટલાંક વિશેષણના છેડામાં x હોય ત્યારે નારીજાતીમાં x નો se મુકવાથી થાય છે. તે નીચે બતાવેલા દાખલાથી સમજાશે.

| નરજાતી. | નારીજાતી. |
|---|---|
| Heureux ( હેરે ) સુખી, નસીબદાર. | Heureuse. |
| Jaloux ( ઝાલુ ) અદેખાઇ. | Jalous. |
| Paresseux ( પારેસે ) આળસુ. | Paresseuse. |
| Faux ( ફો ) ખોટું. | Fausse. |

૫ જે વિશેષણને છેડે er અને et હોય ત્યારે છેડે e એ મુકીને r t ની પહેલાના e ઉપર આ કસાં આવ મુકે ને ઉચાર એ થાય.

| નરજાતી. | નારીજાતી. |
|---|---|
| Complet ( કોમ્પલે ) પુરૂં. | Complète, |
| léger ( લેઝેર ) હલકું. | légére. |
| amer ( આમેર ) કડવું. | amère. |
| inquiete ( એંકીએ ) અઘરૂં. | inquiéte. |

૬ છેડામાં c હોય ત્યારે che ત્રણ અક્ષર લાગે.

| | |
|---|---|
| Blanc ( સફેદ ) બ્લાં. | Blanche. બલાંશ. |
| Franc ( ફ્રાંક ) ઉદાર–મફત. | Franche. ફ્રાંશ. |
| sec ( સેક ) સુકું. | séche સેશ. |

બીજું c ઉડી જાય છે તે ઠેકાણે que આવે છે.

| | |
|---|---|
| turc (તીર્ક) ટરકીશ. | turque. |
| Public ( પીબ્લીક ) જાહેરાત. | publique. |
| grec ( ગ્રેક ) ગ્રીક. | grecque. |

૭ નીચલા વીશેષણો ઉપરના રૂલથી જુદાજ છે.

| | |
|---|---|
| long ( લોં ) લાંબું. | longue લોંગ. |
| aigu ( એગી ) તીક્ષણ. | aiquë એગીએ. |
| frais ( ફ્રે ) તાજો. | Frache ફ્રેસ. |
| Doux ( દુ ) મીઠાસ. | Douce દુસ. |
| malin (માલેં) પાપી, દુષ્ટ. લુચ્ચો. | maligne. માલીયં |
| bénin ( બેને ) દાતાર. | benigne. બેનીય |

૮ નર જાતીની રચનામાં છેડામાં કેટલાક અચોકસ છે કે તે નારી જાતીમાં કોઇ રૂલ લાગુ પડતો નથી.

| | |
|---|---|
| Beau bel ( બો ) સુંદર. | Belle (બેલ) સુંદર. |
| nouveau ( નુવો ) નવીન. | nouvelle નુવેલ. |
| mou (mol) ( મુ ) નરમ. | molle મોલ. |
| vieux (Vieil) (જુનું) બુઢું. | vieille વીઇએ. |
| fou ( ફુ ) મુર્ખ, ગાંડો. | folle ફોલ. |

(Note) ઉપરનાં શબ્દમાં bel nouvel fol nol Vieil જે બે રૂપ નરજાતીમાં જણાવ્યા છે તે બે રૂપ જુદા જુદા વપરાય છે. જ્યારે નરજાતીનો પહેલો અક્ષર સ્વર હોય ત્યારે આ શબ્દ વપરાય છે. જેમકે un bel arbre (એંબેલ આરબ્ર) એક સુંદર ઝાડ.

B વીશેષણનાં બહુવચન વિષે.

ઉપરના નિયમ નરજાતીમાંથી નારી જાતી થાય પણ છેડે s પ્રત્યય લાગેથી બહુવચન સમજાય.

| એકવચન. | | બહુવચન. | |
|---|---|---|---|
| grand--grande. | | grands | grandes. |
| appliqué | e | appliqués | es. |
| gras | sse. | grasr. | sses. |
| royal | royale. | royaux | royales. |
| Beau | Belle. | Beaux | Belles. |
| Vieux | Vieielle. | Vieux | Vieilles.. |

fou mou Bleu તેનું બહુવચન s લગાડે થાય છે.

C વિશેષણના વિભકતીના રૂપાખ્યાન.

| | નરજાતી | એકવચન. | નારીજાતી. |
|---|---|---|---|
| પહેલી } બીજી } | le bon livre<br>તે સારી બુક. | | la bonne sœur<br>તે સારી બેન. |
| છઠ્ઠી | du bon livre. | | de la bonne „ |
| ચોથી | au bon iivre. | | á la bonne „ |

બહુવચન.

| | નરજાતી | નારીજાતી. |
|---|---|---|
| પહેલી } બીજી } | les bons livres<br>સારી ચોપડીઓ. | les bonnes sœurs. |
| છઠ્ઠી | des bons livres.<br>સારી ચોપડીનું | des bonnes sœurs. |
| ચોથી | aux bons livres | aux bonnres sœurs. |

વિશેષણો જાતી અને વચનમાં નામની સાથે અથવા વિશેષણ સર્વનામ તરીકે તે ગુણ બતાવે તે જેમકેઃ—

la grande maison મોટું ઘર.

la maison est grande તે મોટું ઘર.

la jollie rose તે સુંદર ગુલાબ.

ces roses sont trés jolies આ ગુલાબો ઘણાં સુંદર છે.

## પાઠ ૧૭ મો. વિશેષણના સ્થળ.

વિશેષણ હંમેશા નામની પહેલા આવતા નથી. વખતે નામની પાછળ પણ આવે છે, ગુજરાતી ને ફ્રેન્ચ ભાષામાં વિશેષણમાં મળતા આવે છે. નામની પહેલા વિશેષણ આવે છે તે.

Beau ( બો ) સુંદર, joli ( ઝોલી ) સુંદર. moindre ( મુંવાંદ્ર ) સૌથી નાનું bon ( બોં ) સારૂં mauvais ( મોવે ) ખરાબ,
grand (ગ્રાં) ) મોટું. méchant ( મેશાં ) પાપી vrai–ખરૂં.
gros (ગ્રો) ) ,, jeune ( ઝેન ) જુવાન petit (પેતી) નાનું
meilleur ( મેઇએર ) વધારે સારૂં saint ( સેં ) પવિત્ર

દાખલા.

un beau pays ( એં બો પેઇ ) એક સુંદર દેશ.
un bon ami ( એં બોં નામી ) એક સારો મિત્ર.
une grande ville ( ઇન ગ્રાંદ વિલ ) એક મોટું શહેર.
un jeune lion ( એં ઝેન લીઓં ) જુવાન સીંહ.
un mauvais lit ( એં મોવેલી ) એક ખરાબ પલંગ.
un meilleur avis ( એં મેઇએર આવી ) એક સરસ શિખામણ.
un vieux soldat ( એં વિએ સો લદા ) એક બુઢો લશ્કરી સીપાઇ.

( નોટ ) grand નામની પહેલાં આવે તો "મોટું" અને નામની પાછળ આવે એટલે ઉંચો ( લંબાઇ ) જેમ.

un homme grand ( એં નોમ ગ્રાં ) ઉંચો માણસ.

જ્યારે પદાર્થ વાચક નામની પહેલાં વિશેષણ મુકે છે ને તેની પહેલી de જાતિ વચન બેઉમાં મુકે છે તે પાઠ ૪ મા જુઓ.

de bon vin ( દે બોં વેં ) થોડો સારો દારૂ.
de mauvaise encre ( દે મોવેઝ આંક્ર ) થોડી ખરાબ સાહી.
de belles fleurs ( દે બેલ ફ્લેર ) સુંદર ફુલો.
de grands vaisseaux ( દે ગ્રાં વેસો ) મોટા વહાણો.

આ રૂલ સિવાય બીજો રૂલ છે તે નીચે પ્રમાણે તે પદાર્થ વાંચકમાં નથી.

du bon sens ( ધિ બોં સાં ) સારી અક્કલ.
des jeunes gens ( દે ઝેન ઝાં ) જુવાન માણસો.
des petits pois ( દે પેતી પુઆ ) એક જાતનો મીઠો વટાણો.

નામની પાછળ આવતાં વિશેપણો—આકૃતી—રંગ વગેરે બતાવે છે..

une table ronde ( ઇયન તાબલ રોંદ ) ગોળ ટેબલ.
un habit noir ( એના બીનુઉવાર ) એક કાળો ડ્રેસ (પુરૂષનો).
une robe blanche ( ઇયન રોબ બ્લાંશ ) સફેદ ડ્રેસ (સ્ત્રીનો).
de l'eau chaude ( દે લો શોદ ) ગરમ પાણી.
un fruit amer ( એં ફ્રુઇ આમે ) ખાટું ફળ.
le ciel bleu ( લે શીએલ બ્લે ) આસમાની આકાશ.

૨ બીજી જાતો: la langue française (લા લાંગ ફ્રાંસેઝ) ફ્રેન્ચ ભાષા. un vaisseau anglais (એં વેસો આંગ્લે) ઇંગ્લીસ વહાણ. un soldat prussien (એં સોલ્દા પ્રીસીઆ) પ્રુશીયનનો સિપાઈ.

૩ ગુણ દેખાડનારા વિશેપણ ચોકસ નામની પહેલા આવે છે પણ તે નામનો પહેલો અક્ષર મોટો (કેપીટલ) વાપરતા નથી પણ બોલવામાંજ તફાવત પડે છે.

un livre amusant (એં લીવ્ર આમીઝાં) એક મનરંજન ચોપડી.
Ma fille chérie ( મા ફી શેરી ) મારી વહાલી દીકરી (પુત્રી).
Des fleurs flétries ( દે ફ્લેર ફ્લેત્રી ) કરમાઇ ગયેલા ફુલો.

૪ જેના છેડામાં al, ile, ule, iqus, able, ible ને esque આવે છે તે વગેરે જેમ.

un pas égal ( એં પાઝે ગાલ ) બરાબર (વાજબી) પગલું.
un thème facile ( એં થેમ ફાસીલ ) એક સહેલો પાઠ.
une chose incroyable ( ઇન શોઝ એંક્રુવેયાબ્લ) ઇતબાર વિનાની બાબત.
un insecte nuisible ( એં નેંસેકત ન્વીઝીબ્લ ) ઇજા પામેલ જીવડું.

૫ જે વિશેપણો નામની આગળને પાછળ મુકાય છે તે:

૧ જ્યારે વિશેષણનો ભેદ અન્યદર્શક કે મુખ્યદર્શક હોય ત્યારે મુખ્યદર્શકમાં વિશેપણ પાછળ આવે છે અને અન્યદર્શક હોય ત્યારે પહેલા આવે છે તે નીચે આપીએ છીએ તે ઉપર લક્ષ આપવું.

| અન્યદર્શક. | મુખ્યદર્શક. |
|---|---|
| une tendre amitié (ઇન તાંદ્ર આમીતીએ) માયાળું દોસ્તદારી. | de la viande tendre ( દે લા વીઆંદ તતાંદ્ર ) કુમળું માંસ. |
| mon pauvre enfant મારૂં. ગરીબ છોકરૂં. | un enfant pauvre (કોઇનું) ગરીબ બાળક. |

૨ કેટલાંક વિશેષણો નામની આગળ કે પાછળ આવે ત્યારે તેનો અર્થ જુદોજ થાય છે જેમ:

Mon cher ami (મોં શેર આમી) મારો વહાલો મિત્ર (હાવભાવ દેખાડે).
un livre cher (એં લીવ્ર શેર) મોઘી ચોપડી (કીમત દેખાડે).
un brave homme (એં બ્રાવ હોમ) એક પ્રમાણીક માણસ.
un homme brave (એં નોમ બ્રાવ) એક બહાદુર માણસ.
un honnéte homme (એં નોનેત હોમ) પ્રમાણીક માણસ.
un homme honnéte (એં નોમ હોનેત) સુશિક્ષિત માણસ
une fausse clef ( ઇને ફોસ કલેફ ) ચોર કુંચી.
une clef fausse ( ઇન કલેફ ફોસ ) ખોટી કુંચી.
une sage femme ( ઇન સાઝ ફામ ) સુયાંણી (નરસ).
une femme sage ( ઇન ફામ સાઝ ) ડાહી બાયડી.
la derniére année ( લા દેરનીએરઆને ) બાકીનું છેલ્લું વરસ.
( બાકી જીંદગીનો ચોકસ ભાગ બતાવે છે )

દાખલે.

તેણે પોતાની જીંદગીનું છેલ્લું વરસ હલવદમાં ગુજાર્યું il passa la derniére année de sa vie à Halvad ( ઇલ પાસાલ ) દેર નીએર આને દે સાવીઆ હલવદ.

l'année derniére ( લાને દેરનીએર ) ગયુ વરસ.

શબ્દો.

les raisins ( લેરેઝેં ) દ્રાક્ષો.
les gens ( લેઝાં ) લોકો.
attentif ( આતાંતીફ ) સાવધ.
vert ( વેર ) લીલું.
l' application (લાપ્લી કાશીઓ) અરજી.
Américain (આમેરીકેં )
doux ( દુ ) નમ્ર સાલસ.

શબ્દો.

la musique (લામી ઝીક) વાજીંત્ર.
aveugle ( આવેગ્લ ) આંધળો.
noir ( નુઉવાર ) કાળું.
le soldat ( લે સોલ્દા) લડાયક માણસ:
l'été ( લેતે ) ઉનાળો.
l'armée ( લાર્મે લશ્કર.
le vaisseau ( લેવેસો ) વહાણ.
incroyable ( એંક્રુઇઆબ્લ ) ઇતબાર વિનાનો.
simple ( સેંપ્લ ) સાદુ, ભોળું.
modeste ( મોદેસ્ત ) શરમાળ નિરસ.
vertueux ( વેરતીએ ) ચાલાક.
laborieux (લાબોરીએ) ઉધમાં.
natural ( નાતીરાલ ) મુળ પ્રકૃતીનું (સ્વભાવીક)
le sentiment ( લે સાંતીમાં ) કલ્પના, મનોભાવ.
la fumée ( લાફીમે ) ધુમાડો.

વાકયો.

j'ai des raisins doux ( ઝે દે ઝેં ધુ ) મારી પાસે મીઠી દ્રાક્ષો છે.
Ce sont des jeunes gens attentifs ( સે સોં દે ઝેન ઝાં ઝાતાંતીફ ) આ જુવાન સભ્યતાવાળા માણસો (લોકો) છે.
La couleur verte est la couleur de la nature ( લા કુલેર વેર્ત એ લા કુલેર દેલા નાતીર ) લીલો રગ કુદરતી છે.
Notre voisin a un habit bleu et une casquette rouge (નોત્ર વુઉઆઝેં આ એનાબીબ્લે એ ઇન કાસ્કેત રૂઝ.
voici une jeune fille aveugle ( ઉવા સી ઇન ઝેનફી આવેગ્લ ) અહીં એક જુવાન આંધળી છોડી.
voulez vous cette petite boite ? ( વુલે વુ સેત પેતીત બુઉવાત ) તમોને આ નાની પેટી જોઇએ છીયે ?
Marie a reçu une lettre amusante de sa vieille cousine (મારી આ રેસી ઇન લેત્ર આમીઝાંત દે સા વીઇ કુઝીન) મારી ને તેની જુની પિત્રાઇ બેનનો એક પત્ર મળયો છે.
le mois dernier mon frère était à Majunga (લે મુઉવા દેરનીએ મોં ફ્રેર એતે આ માંઝીગા) ગયે મહીને મારો ભાઇ માજુંગામાં હતો.
Avez-vous de bonne encre? (આવે વુ દે બોન આંક્ર) તમારી પાસે સારી શાહી છે.

j'aime la langue Franç aise (ઝેમ લા લાંગ ફ્રાંસેઝ) મને ફ્રેન્ચ ભાષા ગમે છે.

j'aime aussi la musique Italienne (ઝેમ ઓસી લા મીઝીક ઇતાલીઅન) મને ઇટલીનું વાજીંત્ર પણ ગમે છે.

Voici deux aunes de drap vert et quatre aunes de drap noir (ઉવાસી ધે ઝોન દે દ્રા વેર એ કાત્ર ઓન દે દ્રા નુઉઆર) અહીં બે વાર લીલુ ને ચાર વાર કાળું કાપડ છે.

les soldas romains étaient très braves (લે સોલ્દા રોમેં એતેં ત્રે બ્રાવ) રોમનું લશ્કર ઘણું બળવાન (બહાદુર) હતું.

Un été sec est très nuisible aux plantes (એંનેતે સેક્ એ ત્રે નુઉવીઝીબ્લ ઓ પ્લાંત) રોપાઓને સુકો ઉનાળો ઘણો નુકસાન કરતાં છે.

mon Maitre de musique est un brave homme (માં મેત્ર દે મીઝીક એતેં બ્રાવ હોમ) મારા વાજીંત્ર માસ્તર એક પ્રમાણીક માણુસ છે.

L'armée franÇaise fux vaincue à Waterloo (લાંમે ફ્રાંસેઝ ફી વેકી આ વાતારલુ) ફ્રાન્સના લશ્કરે વોટરલુની લડાઇમાં જીત મેળવી હતી.

voici de grands vaissesux Américains (વુઉવાસી દેગ્રાં વેસો આમેરીકે) અહીં અમેરીકનાં મોટા વહાણુ છે.

les oiseaux mouches sont de beaux petits oiseaux (લે ઝુઆઝો મુશ સોં દે બો પેતી ઝુઆઝો) કલોલ કરતાં (ગણુગણુતા) પક્ષીઓ એક સુંદર પક્ષીઓ છે.

j'aime les jeunes filles douces, simples et modestes (ઝેમ લે ઝેનફી દુસ સેંપ્લ એ મોદેસ્ત) હું નમ્ર, નિરાભિમાની, નિષ્કપટી અને નાની છોડીઓને ચાહું છું.

a qui sont ces gants noirs? (આં કી સોં સે ગાંનુઉઆર) આ કાળા મોજાં કોના છે?

ils sont à Mr. Richard (ઇલ સોંતા મી. રીશાર) તે મી. રીશારના છે.

શબ્દો.

la traduction ( લાત્રાદીકસીઓં ) મતલબ સમજુતી.
le théme ( લેતેમ પાઠ le ciel ( લેસીએલ ) આકાશ.
difficil ( દીફીસીલ ) અઘરૂં કઠણુ, le champ (લેશાં ) ખેતર.
le lis ( લેલી ) ખાટલો. la cherise ( લાશેરીઝ ) ચેરીનું ઝાડ.
les fruits ( લે ફ્રુઇ ) ફળો déjà ( દેઝા ) કયારનું.

સ્વાલ જવાબ.

avez vous de noix mûres ? ( આવે વુ દે નુકવા મીર ) તમારી પાસે પાકી અખરોટ છે ?
Elle ne sont pas encore mûres ( એલને સોં પાઝાંકોર મીર ) તે હજી સુધી પાકી નથી.
quand seront elles mûres ? ( કાં સેરોં તેલ મીર ) કયારે પાકશે ?
dans huit jours ( દાંવીત ઝુર ) આઠ દિવસની અંદર.
avez vous des leçons d'anglais ? ( આવે વુ દે લેસોંદાંગ્લે ) તમારે અંગ્રેજી પાઠ હોય છે?
j'ai une leçon tous les jours ( ઝે ઇન લેશોં તુલેઝુર ) મારે દર- રોજ એક પાઠ હોય છે.
ce marchand at il de bon beurre ? ( સે માર્શાં આતીલ દે બોં બેર ) આ વેપારી પાસે સારૂ માખણ છે ?
son beuree n'est pas frais mais sa créme est fraiche ( સોં બેર ને પા ફ્રે મે સા ક્રેમ એ ફ્રેશ ) તેનું માંખણ તાજું નથી પણ તેની મલાઇ તાજી છે. ( આ વાકયમાં માખણ નરજાતિ છે ક્રેમ નારી છે)
Comment trouvez vous ces jeunes lions ( કોમાં ત્રુવે વુ સે ઝેન લીઓં ) આ નાના સીંહો (અથવા જુવાન ) કેવા દેખાય છે ?
ils sont trés beaux ( ઇલ સોંત્રે બો ) તે ઘણાં સુંદર છે.
votre théme est-il difficil (વોત્ર તેમ એતીલ દીફીસીલ ? તમારો પાઠ અઘરો છે ?
Non, Monsieur, il est facile ( નોં, મોંસીએ, ઇલ એ ફાસીલ ). નહિ, સાહેબ, તે સહેલો છે.

combien coûte cet habit? ( કોમ્બીયાં કુત સેતાબી ? ) આ કપડાની કેટલી કીંમત બેઠી ?

il coûte trente florins, c'est un habit cher (ઇલ કુત ત્રાંત ફ્લોરે, સેતેંનાબી શેર ) તેની ત્રીસ ફ્લોરીન (૩ પૌંડ) કીમત બેઠી, આ કપડું (ડેસ) મોંઘું છે (કીંમતી)

Où est mon cher ami Lucien ? ( ઉએ મોંશેર આમીલીસીયાં ? ) મારો વહાલો મિત્ર લીસીયા ક્યાં છે ?

il est allé au concert (ઇલ એતાલે ઓકોંસેર ) તે તમાસામાં (નાટક) ગયો છે,

a qui est ce livre ? (આ કી એ સેલિવ્ર ) આ ચોપડી કોની છે ?

il est mon oncle ( ઇલ એ મોંનોકલ ) તે મારા કાકાની છે.

---

## પાઠ ૧૮ મો. વિશેષણની તુલના રૂપ.

વિશેષણ નામને ગુણ બતાવનાર શબ્દ છે કોઇ વખત ગુણની અધિકતા બતાવે છે જેમ ડાહ્યો વધારે ડાહ્યો સૌથી ડાહ્યો ફ્રેન્ચીમાં તેના ત્રણ રૂપ થાય છે એક જ્યારે ગુણ બતાવે અને (૨) જ્યારે બીજા કરતાં વધારે એજ પ્રાણીનો મુકાબલો કરતાં જેમ આ કરતાં આ સારૂ છે (૩) આખા વર્ગની સાથે સરખામણી કરવામાં જેમ બધા કરતાં આ માણસ સારો છે sage ( ડાહ્યો ) plus sage ( પ્લી સાઝ ) વધારે ડાહ્યો le plus sage ( સૌથી ડાહ્યો )

le comparatif લે કોમ્પારાતીફ (plus) le superlatif લે સીપર લાતીફ ( le plus ) ગુજરાતીમાં વિશેષણનો ગુણ કે વધારો બતાવે ત્યારે ઉપરની રીત વાપરે છે.

| Haut | plus haut | le plus hout |
|---|---|---|
| ( હોત્) ઉંચું. | ( પ્લીઝોત્ ) વધારે ઉંચું. | (લેપ્લીઝોત્) સૌથી ઉંચું. |

નારી.

| Haute | plue haute | le plus haute. |
|---|---|---|
| ( હોત ) | ( પ્લી ઝોંત ) | ( લે પ્લી ઝોંત ) |
| mauvais-e | plus mauvais e | le plus mauvais-e. |

(મોવે-ઝ) ખરાબ (પ્લી મોવે-ઝ) લેપ્લી મોવે
નર-નારી વધારે ખરાબ સૌથી ખરાબ.

જ્યારે નામની પહેલાં mon, ton, sa, વિશેષણ સર્વનામ વપરાય છે ત્યારે le વપરાતો નથી,

mon plus jeune frère (મોં પ્લી ઝેન ફ્રેર) સૌથી નાનો મારો ભાઇ.
ફ્રેન્ચ ભાષામાં ઓછું અથવા નીચું બનાવવાને moins વાપરવાની રીત છે.

| cruel | moins cruel | le moins cruel. |
|---|---|---|
| (ક્રીયેલ) ઘાતકી | (મુઙવે ક્રિયેલ) જરા | સૌથી થોડો ઘાતકી. |

થોડો ઘાતકી.

નારીજાતિમાં la moins cruelle (લા મુઙવે ક્રીયેલ) થોડી ઘાતકી.

| laid | moins laid | le moins laid. |
|---|---|---|
| વરવો | થોડો વરવો | (લે મુઙવે લે) સૌથી થોડો વરવો. |

બીજા ત્રણ વિશેષણ માટે જુદા રૂપ છે.

| Bon | meilleur | le meilleur. |
|---|---|---|
| (બોં) સારૂં. | (મેઇયેર) વધારે સારૂં. | (લેમેઇયેર) સૌથી સરસ. |
| mauvais | pire | ie pire |
| દુષ્ટ | વધારે દુષ્ટ. | સૌથી પાપી. |
| petil | moindre | le moindre. |
| (પેતી) | (મુઙવાંદ્ર) વધારે થોડું. | (લે મુઙવાંદ્ર) સૌથી થોડું. |

જેમ વિશેષણની પહેલાં aussi (ઓસી) વળી-પણ વપરાય છે તેમ que (કે) કરતાં સાથેજ વપરાય છે તેના દાખલા il est aussi heureux que moi (ઇલ એ તોસી હુરે કે મુઙવા) તે મારા કરતાં પણ સુખી છે, પણ જ્યારે que એકલો નામની પહેલાં આવે ત્યારે એ પદાર્થ પ્રાણીનો મુકાબલો કરવામાં (કરતાં) નો અર્થ થાય છે.

Rajaram est plus fort que son frère (રાજારામ એ પ્લી ફોર કે સોં ફ્રેર) રાજારામ તેના ભાઇ કરતાં જોરાવર છે.

શબ્દો.

La Hollande (લાહૅાલાંદ) હોલાંડ દેશ.
L'abeille (લાબેઇ) મધમાખ.
le fou (લે ફુ) મશ્કરો-ઘેલો.
le mètal (લે મેતાલ) ધાતુ.
l'éléphant (લેલેફાં) હાથી.
fidéle (ફિદેલ) વિશ્વાસુ
peuplé (પેપ્લે) વસ્તીવાળા.
le pays (લે પેઇ) મુલક
un mouchoir (એં મુશઉવાર) ખીચાનો રૂમાલ.
pesant (પેઝાં) ભારે.
fort (ફોર) જોરાવર joli સુંદર.
chaud (શો) ગરમ.
encore (આંકોર) સુધી, જ્યાં સુધી.
toujours (તુઝુર) હમેશા.
l'autre (લોત્ર) બીજું.
le matin (લેમતેં) સવાર.
le soir (લે સુઉવાર) સાંજ.
court (કુર) ટુંકું.

વાકયો.

L'Europe est plus petite que L'Asie (લેરોપ એ પ્લી પેતિત કે લાઝી) એશીયા કરતાં યુરોપ નાનો છે.

L'allemagne est plus fertile que La Hollande (લાલમાય એપ્લી ફેરતીલ કે લાહોલાંદ) હોલાંડ કરતાં જરમન વધારે ફળદ્રુપ છે.

L'abeille est l'insecte le plus utile (લાબેઇ એ લેંસેક્ત લે પ્લીઝીતીલ) મધમાખી સૌથી ઉપયોગી જંતુ છે.

le sage est plus heureuse que le fou (લે સાઝ એપ્લા ઝેરે કેલેફૂ) મુર્ખ કરતાં ડહ્યા વધારે સુખી છે.

l'or est le métale le plus pesant (લોર એ લેમેતાલ લે પ્લી પેઝાં) સોનુ સૌ કરતાં ભારે ધાતુ છે.

ta robe est moins belle que la robe de ta sœur (તા રોબ એ મુઉવેં બેલ કે લારોબ દેતા સેર) તારો ઘાઘરો તારી બેનના ઘાઘરા કરતાં થોડો સુંદર છે.

Monsieur Karsan est un homme trés fort (મોન્સીયે કરશન એતેં નામ ત્રે ફોર) મોં૦ કરશન ઘણો જોરાવર માણસ છે.

son frère ainé est encore fort c'est (સોં ફ્રેર એને એતાં કોર પ્લી ફોર) તેનો મોટો ભાઇ એથી વધારે જોરાવર છે.

c'est l'homme le plus fort que je connais ( સે લોમ લેપ્લો ફોર કે જે કોને ) હું જાણું છું તે કરતાં વધારે જોરાવર આ માણસ છે.

L'éléphant est le plus grand de tous les animaux terrestres ( લેલેફાં એ લેપ્લોગ્રાં દે તુ લેઝાનીમો તેરેસ્ત્ર ) હાથી પૃથ્વી ઉપરના બધા પ્રાણી કરતાં મોટો છે.

le cheval est moins haut que le chameau ( લેશેવાલ એ મુઉવેં ઓત કે લે શામો ) ઉંટ કરતાં થોડો ઓછો ઉંચો છે.

les livres d'Emilie sont plus amusants que les nôtres ( લે લિવ્ર દેમિલિ સોંપ્લી ઝામીઝાં કે લેનોત્ર ) આપણી ચોપડીઓ કરતાં દેમિલિની ચોપડીઓ વધારે આનંદ ઉપજાવનારી છે.

Les chats sont moins fidéles que les chiens ( લેશા સોં મુઉવેં ફિદેલ કેલે શીયાં ) બિલાડીઓ કુતરા કરતાં ઓછી નિમકહલાલ છે.

Ces pommes-ci sont meilleures qul vos poires ( સે પોમ સી સોં મેય્યેર કે વો પુઆર) તમારાં જામફળ કરતાં આ શેબફળો વધારે સારાં છે.

Les nôtres sont les meilleures ( લેનોત્ર સોં લે મેય્યેર) આપણા સૌથી વધારે સરા છે.

votre tante est plus laborieuse que sa fille ( વોત્ર તાંત એ પ્લો લાબોરીયેઝ કે સાફી ) તમારી કાકી તેની છોકરી કરતાં વધારે મહેનતુ છે.

là ville de Bombay est moins peuplée que la ville de Culcatta ( લા વિલ દે બોમ્બઈ એ મુઉવે પેપ્લે કે લાવિલ દે કીલકાતા) મુંબઈ શહેર કલકત્તા કરતાં થોડી વસ્તીવાળું શહેર છે.

Bombay et Culcata sont les villes les plus grandes et les plus peuplée de L'Inde ( બોમ્બઇ એ કીલકાતા સોંલે વિલ લે પ્લો ગ્રાંદ એ લેપ્લી પેપ્લે દેલેંદ ) હિંદુસ્તાનના સૌથી મોટા અને વસ્તીવાળા શહેરો મુંબઇ અને કલકત્તા છે.

પ્રશ્નાર્થ વાકયો.

Mademoiselle Marie étes vous heureuse? ( માદમુઝેવાઝેલ મારી એત વુ ઝે રેઝ ?

Oh, oui, je suis trés heureuse, plus heureuse que ma sœur ( ઐ હ, ઉવી ઝેસ્વી ત્રે ઝેરે. પ્લી ઝેરે કે મા સેર ) અરે, હા. હું ઘણી સુખી છું, મારી બ્હેન કરતાં વધારે સુખી છું.

votre voisin est il malheureux? (વોત્ર વુઝ્વાઝેં એતિલ માલહેરે) તમારો પાડોસી દુઃખી છે?

il est moins malheureux que son frère qui est en Amérigue (ઇલ એ મુઈવેં માલહેરે કે સોં ફ્રેર કી એતાં નામેરીક) તેનો ભાઇ જે અમેરીકામાં છે તેના કરતાં તે થોડો દુઃખી છે.

quel est le métal le plus utile ? ( કેલ એ લે મેતાલ લેપ્લીઝીતંલ) કઈ ધાતુ સાથી વધારે ઉપયેગી છે?

c'est le fer ( સે લે ફેર ) તે લોઢું છે.

quels métaux sont les plus pesants ? ( કેલ મેતો સોં લેપ્લપેઝાં ) કઇ ધાતુઓ સૌથી વધારે ભારે છે?

l'or, le platine, et le plomb sont les plus pesants ( લોર લેપ્લાતીન, એ લે પ્લોમ્બ સોં લેપ્લી પેઝાં) સોનું, પલેટી ( એ નામની એક ધાતુ)—અને સીસુ એ સૌથી ભારે છે.

avez vous de meilleure biére? ( આવે વુ દે મેઇયેર બીયેર ) તમારી પાસે સારો દારૂ છે?—(નો મોન્સીયે ઝે નાં ને પા દોત્ર ) ના સાહેબ મારી પાસે બીજુ કંઇ નથી.

Non, Monsieur, je n'en ai pas d'autre

quel est le plus appliqué de vos deux écoliers? ( કેલ એ લે પ્લી ઝપ્લીકે દેવો દેઝેકાલીએ ) તમારા બે વિદ્યાર્થીમાંથી કયો વધારે ઉધ્યોગી છે?

c'est Harilal ( તે હરીલાલ છે.

quel est le plus attentive de toutes vos écoliers ( કેલ એ લેપ્લીઝાંતાતિવ દે તુત વેઝેકાલીએ ) તમારા બધાં નિશાળીયામાંથી કયો વધરે કાળજીવાળો છે?

C'est Goulamali, le fils de Merali ( સે ગુલામઅલી લે ફીસ દે મેરાલી ) મેરાલીનો છોકરો ગુલામઅલી છે.

qnel est le plus fort des animaux terrestres ? ( કેલ એ લે પ્લી ફેર દેઝાનીમો તેરેસ્ત્ર ) પૃથ્વી ઉપરના જનાવરમાં કયું સૌથી વધારે જોરાવર છે ?

C'est l'éléphant; c'est le plus grand et le plus fort de tous les animaux terrestres ( સે લેલેફ઼; સે લેપ્લીગ્રાં એ લે પ્લી ફેર દેતુ લેઝાનીમો તેરેસ્ત્ર ) પૃથ્વીપરના બધા પ્રાણીઓમાં હાથી સૌથી જોરાવર અને મોટો છે.

connaissez-vous un meilleur Moyen ? ( કોન સે વુ ઝેં મેઇયેર મોઇયાં ) મધ્યમ સર તમે જાણો છો ?

Non, monsieur, c'est le meilleur que je connaisse ( નોં, મોન્સીયે, સે લે મેઇયેર કેઝે કોનેસ ) નહિ, સાહેબ જે હું જાણું છું તે સારૂં છે.

quel est le mois le plus froid ? ( કેલ એ લે મુવાં લેપ્લી ફ્રુવા ? ) સૌથી ઠંડો કયો મહીનો છે ?

c'est mois de janvier ( જાન્યુઆરી મહીનો છે,

votre robe est-elle aussi belle que la robe de Julie ? ( વોત્ર રોબ એતેલ ઓસી બેલ કે લારોબ દે ઝીલી ) ઝીલીના ઘાઘરાં કરતાં તમારો ઘાઘરો વધારે સુંદર છે ?

Non elle est moins belle (ના તે થોડો સુંદર છે.)

le tigre est-il cruel ? ( લેતીગ્ર એતિલ ક્રીયેલ ) વાઘ ઘાતકી છે ?

Oui, c'est le plus cruel de tous les animaux ( ઉવી, સે લેપ્લી ક્રીયેલ દે તુ લેઝાનીમો હા, તે બધા પ્રાણી કરતાં વધારે ઘાતકી છે.

qui est votre meilleur ami ? ( કી એ વોત્ર મેઇમેર આમી ) તમારો સારો મિત્ર કોણ છે ?

C'est mon pére ( સે મોંપેર ) મારો બાપ છે.

Où trouve-ton le meilleur fer ? ( ઉ ત્રુવતોં લે મેઇએર ફેર ) સારૂં લોઢું ક્યાં મળે છે ?

le meilleur fer se trouve en Suède ( લે મેઇયેર ફેર સે ત્રુવ આં સીએદ ) સારૂં લોઢું સ્વીદનમાં મળે છે.

## પાઠ ૧૯ મો. રેગ્યુલર ક્રિયાપદો વિષે.

(૧) સહાયકારક ક્રિયાપદને અનુકુળતા પ્રમાણે જુદા પાડેલા હોય છે.

૧ રેગ્યુલર અને ઇરરેગ્યુલર તેઓના બનાવવાની ગોઠવણ.

૨ પહેલો પુરૂષ બીજો ત્રીજો પુરૂષ સર્વનામની સાથે ક્રિયાપદો આવે તેના છેડામાં ફેરફાર.

૩ મુળ ભેદ સબ ભેદ નાન્યતર જાતિ નથી પણ અકર્તક વાચ્ય કર્તા વિનાના ) માં તેઓની અનુકુળતાંમાં ફેરફાર

(૨) ફ્રેન્ચ ભાષામાં ત્રણ જાતના ક્રિયાપદ છે જેને છેડે er ir re આવે છે તેના રૂપાખ્યાત રેગ્યુલર છે અને તેને લગતું oir છેડે આવે ઇરરેગ્યુલર છે તે વિષે જુદો નિયમ છે.

(૩) રેગ્યુલર ( એકજ પ્રમાણમાં રહેતે ) ક્રિયાપદો અને તેના કાળની ઉત્પત્તિ આદિકાળ અને ઉત્પત્તિકાળ છે.

૧ પહેલા આદિકાળની વાત કરીએ તે નીચે પ્રમાણે કહેવામાં આવશે.

l' infinitif ( લેં ફીનીતીફ ) નિશ્ચયાર્થ.
le partticipe présent ( લે પારતી સીપપ્રેઝાં ) વર્તમાન કૃદંત.
„ „ passé ( લે પારતી સીપ પાસે ) ભૂત કૃદંત.
la présent ( લે પ્રેઝાં ) વર્તમાન કાળ.
le passé de fini ( લે પાસે દેડીની ) ભુતકાળ.

મુખ્ય ક્રિયાપદને છેડે ai મુકીને (le futur) ભવિષ્યકાળ થાય છે અને ais મુકીને સંકેત વર્તમાન પણ થાય છે જેમ મુખ્ય ક્રિયાપદ donner ( દોને ) આપવું finir ( ફિની ) પુરૂ કરવું તેના ઉપરથી donnerai (દોનેરે) આપીસ finirai (ફિનીરે) પુરૂ કરીસ સંકેતમાં ais મુકીને થાય છે donnerais આપત જેને છેડે re આવેલ હોય છે તેમાં e પડતો મુકવામાં આવે છે જેમ vendre ( વાંદ્ર ) વેચવું. je vendrai ( ઝે વાંદ્રે ) હું વેચીશ je vendrais હું વેચત.

૨ વર્તમાન કૃદંત સંશાયર્થને સંકેત એ રૂપ થાય છે. વર્તમાન કૃદંત e નો ant કરીને થાય છે જેમ donnant આપતાં ઉપરથી

que je donne ( કદાચ હું આપત.) finissant (વર્તમાન કૃદંત છે) પણ તે ઉપરથી સંકેત રૂપ que je finisse (હું પુરૂં કરત) vendant વેચતાં એ ઉપરથી que je vende ( હું વેચત ).

૩ ભુત કૃદંતમાં સહાયકારક avoir અને être આગળ મુકીને થાય છે ભુત કૃદંત donné fini j'ai donné ( ઝે દોને ) મેં આપ્યું છે j'avais fini ( ઝાવે ફીની ) મેં પુરૂં કર્યું હતું j'aurai vendu ( ઝોરે વાન્દી ) હું વેચી ચુકયો હોઇશ.

૪ વર્તમાનકાળ તેના પહેલા બીજા ને ત્રીજા પુરૂષ એક વચન ને બહુવચનમાં જુદા જુદા પ્રત્યયો લાગે છે તેના રૂપાખ્યાન.

je donne ( ઝે દોન ) હું આપું છું nous donnons અમે આપીએ છીએ vous donnez ( વુદોને ) તમે આપો છો.

બહુવચનના પહેલા અને બીજા ને ત્રીજા પુરૂષના પ્રત્યય.

ons ez ent છે ez આજ્ઞાર્થે પણ વપરાય છે.
1 2 3

જેમકે donnez moi un couteau ( દોને મુઉવાએં કુતોં ) મને એક છરી આપો વિનંતી કે ધમકીમાં પણ એમજ વપરાય છે.

૫ પૂર્ણ ભુતકાળ કે દ્વિતભુતકાળ અને સંકેત ભુતકાળ પહેલાં પુરૂષમાં asse પ્રત્યયમાંથી ai ફેરવીને isse માંથી is મુકીને બીજે ત્રીજે પુરૂષ થાય છે.

સંકેત ભુતકાળ કે અનિયમિત ભુતકાળના asse એક વચન પહેલો પુરૂષના પ્રત્યય છે ને બીજા ને ત્રીજા પુરૂષના પ્રત્યય isse છે તેને પુર્ણ ભુતકાળ બનાવવાને ઉપરની રીત વાપરે છે તે આગળ બતાવવામાં આવશે.

que je donnasse (કે ઝે દોનાસ ) હું આપી દેત ( સંકેત ).
je donnais ( ઝે દોને ) મેં આપ્યું હતું.
que je finisse ( કે ઝે ફીનીસ ) હું પુરૂ કરી દેત ( સંકેત ).
je finis ( ઝે ફીની ) મેં પુરૂ કર્યું હતું.

## આપવું ના રૂપાખ્યાન વર્તમાનકાળ.

| એકવચન. | બહુવચન |
|---|---|
| je donne હું આપું છું. | nous donnons અમે આપીએ છીએ. |
| tu donnes તું આપે છે. | vous donnez અમે આપો છે. |
| il donne } તે આપે છે.<br>elle donne } નારીજાતિ. | ils donnent } તેઓ આપે છે.<br>elles donnent } |

### ભુતકાળ.

| | |
|---|---|
| je donnai મેં આપ્યું. | nous donnânes અમે આપ્યું. |
| tu donnas તેં આપ્યું. | vous donnates તમે આપ્યું. |
| il donna તેણે આપ્યું. | ils donnèren ,, |

### ભવિષ્યકાળ.

| | |
|---|---|
| je donnerai હું આપીશ. | nous donnerons અમે આપશું. |
| tu donneras તું આપીશ. | vous donnerez (વુ દોનેરે) તમે. |
| il donnera તે આપશે. | ils donnerent (ઇલ દોનેરોં) તેઓ. |

### આજ્ઞાર્થ.

donnez. donnons

| વર્તમાન કૃદંન. | ભુત કૃદંત. |
|---|---|
| donnant આપતાં. | donné આપેલું. |

કેટલાંક ભુનકાળને ભુતકૃદંતમાં é મુકવાથી થાય છે સહાયકારક પુર્ણ વર્તમને અને પુર્ણ ભુતકાળમાં avoir કે étres નું રૂપ ભુત કૃદંતને પહેલાં મુકાને થાય છે.

### પુર્ણ વર્તમાન.

j'ai donné (ઝે દોને) મે આપ્યું છે.

tu as donné (તી આ દોને) તેં આપ્યું છે.

il a donné (ઇલ આ દોને) તેણે આપ્યું છે.

nous avons donné (નુઝાવોં દોને) અમે આપ્યું છે.

vous avez donné (વુઝાવે દોને. ells ont donné (એલ ઝો દોને). નારી જાતિ બહુવચન.

ils ont donné (ઇલ ઝોં દોને)

પુર્ણ ભુતકાળ.

j'avrai donné (ઝાવે રેને) મેં આપ્યું હતું
tu avis donné (તીઆવે દોને) તેં આપ્યું હતું.

પુર્ણ ભવિષ્યકાળ

અમુક વખત પમેલા જે કાંઇ કાર્ય થઇ રહેવાને નીચેનું રૂપ વાપરે છે.
j'aurai donné (ઝોરે દોને) મેં આપ્યું હશે.

શબ્દો.

le prochain (લે પ્રોશેં) નઝીકનું, પાડોશનું.
tomber (તોમ્બે) પડવું.
apporter (આપોર્તે) લાવવું.
souvent (સુવાં) વારંવાર.
la robe (લા રોબ) સ્ત્રીનું કપડું, (ઘાઘરો).
la prairie (લા પ્રેરી) ઘાસવાળી જમીન.
les gens (લે ઝાં) લોકો.
le cœur (લે કેર) હૃદય.
le canif (લે કનીફ) ચપ્પુ.
la chasse (લા શાસ) સિકાર.
le chasseur (લે શાસેર) શિકારી.
magnifique (માંનીફીક) તેજસ્વી, સ્વરૂપવાન.
la poste (લા પોસ્ત) પોસ્ટ ઓફીસ.
manger (માંઝે) ખાવું.
chercher (શેરશે) શોધવું.
trouver (ત્રુવે) જડવું.
penser (પાન્સે) વિચારવું.
pleurer (પ્લેરે) બુમ પાડવું-રડવું.
jouer (ઝુએ) રમવું.
arriver (આરીવે) આવી પહોંચવું.
prier (પ્રીએ) પ્રાર્થના કરવી
pourquoi (પુરકુઉવી) શા માટે.
pas encore (પાઝાંકોર) બિલકુલ નહિ.
la bourse (લા બુર્સ) પૈસા રાખવાની થેલી.

વાકયો.

aimez Dieu et votre prochain (એમે દિયે એ વોત્ર પ્રોશેં) પરમેશ્વર અને તમારા પાડોશીને ચાહો

les parents aiment leurs enfants (લે પારાં ઝેમ લેર ઝાંફાં) મા બાપ પોતાના છોકરાંને ચાહે છે.

aimerez vous aussi votre père ? (એમેરે વુઝોસીવોત્ર પેર) તમે તમારા બાપને પણ ચાહો છો ? oui (ઉવી) હા.

portez cette lettre à la poste (પોર્તે સેતલેત્ર આલા પોસ્ટ) આ કાગલ પોસ્ટમાં લઇ જાવ.

tu porteras cette robe à ta sœur (તિ પેરતેરા સેત રોબ આતા સેર) તું આ ઘાઘરો તારી બેનને માટે લઇ જઇશ.

j' apporterai ces livres à mon maître (ઝા પોર્તરે સે લિવ્ર આમોં મેત્ર) હું આ ચોપડીએ મારા માસ્તર માટે લાવીશ

portez lui aussi cette boîte (પોર્તે લુઇ ઓસી સેત બુઉવાત) આ પેટી પણ તેને આપજે.

L'enfant tomba de l'escalier (લાંફાં તોંબ્બા દે લેસ્કાલીયે) છોકરૂં દાદરપરથી પડયું.

j'ai pensé à mon ami (જે પાસે આ મોનામી) મેં મારામિત્ર વિષે વિચાર કર્યો છે.

pensez à votre cousin (પાન્સે આ વોત્ર કુઝેં) તમારા પીત્રાઇનો વિચાર કરો.

les enfans jouent dans la prairie (લે ઝાંફાં ઝું દાંલા પ્રેરી) છોકરાંઓ પોચી ઘાસવાળી જમીનમાં રમે છે.

nous cherchions longtemps votre chien (નું શેરશીયોં લોંતાં વોત્ર શિએયાં) અમે તમારા કુતરાને લાંબો વખત થયા ગોતીએ છીએ.

vous ne le trouverez pas (વુ ને લે ત્રુવે રેપા) તમોને તે મળશે નહી.

les jeunes gens parlaient souvent de leurs amis (લે ઝેન ઝાં પારલે સુવાં દેલેર ઝામીં) જુવાન માણુસો પોતાના મિત્રની વાત વારંવાર કરતાં હતાં.

les chasseurs parlèrent de la chasse (લે શાસેર પાર્લેરાં દે લાશાસ) શિકારીઓ શિકારની વાત કરે છે.

tu ne mangeras pas cette poire ci (તિને માંઝેરા પા સેત પુઉવારસી) તું આ જામફળ ખાઇશ નહિ.

elle n'est pas mûre (એલ ને પામીર) તે પાકા નથી.

qui a mangé l'autre? (કી આ માંઝે લોત્ર) બીજા કોણે ખાધાછે?

nous admirons les grands vaisseaux des Anglais (નું ઝ.દ મીરાં લે ગ્રાંવેસો દેઝાંગ્લે) અમે ઇંગ્લીશના મોટા વહાણોથી અજાયબ ગઇએ છીએ.

n'admirez vous pas cette magnifique couleur? (નાદમીરે વુપા સેત માન્યીફીક કુલેર) તમે સુંદર રંગથી અજાયબ થતા નથી?

avez vous cherché votre montre d'or ? (આવે વુ શેરશે વોત્રમોંત્ર દોર ) તમે તમારા સોનાના ઘડીયાળની શોધ કીધી છે ?
je la cherche encore ( ઝેલા શેરશ આંકોર ) હું હજી શોધ કરૂં છું.
qu'avez vous apporté ? ( કાવે વુઝા પોર્તે ) તમે શું લાવ્યા છો ?
j'ai apporté les gans de Lalou (ઝે આપોર્તે લે ગાં દે લલ્લુ ) હું લલ્લુના હાથના મોજા લાવ્યો છું.
voulez vous manger du pain ? ( વુલે વુમાંઝે દિપેં ) તમે રોટલો ખાવ ની ઇચ્છા રાખો છો ?
j'ai déjà mangé un gros morceau de pain avec du beurre (ઝે દે ઝા માંઝે એં ગ્રો મોર્સો દેપેં આવેક દીબેર) મેં પહેલાંજ માંખણ સાથે રોટલ નો મોટો કકડો ખાધો છે.
parlez vous français ? ( પાર્લે વુ ફ્રાંન્સે ) તમે ફ્રેન્ચ બોલો છો ?
Non, je ne parle pas encore ( નોં ઝે ને પાર્લ પાઝાંકોર ) નહિ, હું હજી બોલી શકતો નથી.
votre mère parle-t-elle français ? ( વોત્ર મેર પાર્લ તલ ફ્રાન્સે ) તમારી મા ફ્રાન્સે બોલે છે ?
Oui, elle parle français et anglais ( ઉવી, એલ પાર્લ ફ્રાન્સે એ આંગ્લે ) હા, તેણી ફ્રેન્ચ ને અંગ્રેજી બોલે છે.
quel commandement Jésus Chris at-il donné ( કેલ કોમાં દમાં ઝીઝીસ ક્રીસ આતિલ દોને ) ઇશુ ખ્રીસ્તે શું આજ્ઞા આપી છે ?
il a dit; aimez Dieu et votre prochain ( ઇલ આદિ એમે. દિયે એ વોત્ર પ્રોશેં ); તેણે કહ્યું છે કે ખુદાને અને તમારા પાડોશીને ચાહો.
qui est notre prochain ? (કીએ નોત્ર પ્રોશેં) આપણો પાડોસી કોણ ?
tous les hommes ( તુલે ઝોમ ) દરેક માણસો.
qui portera cette lettre à la poste Lalou ou Cacou ( કી પોર્તેરા સેત લેત્ર આલાપોસ્ત લલ્લુ-ઉ-કકુ ? ) આ કાગળ પોસ્ટમાં કોણ લઇ જશે. લલ્લુ-કે-કાકુ ?
ce sera Cacou (સે સેરા કાકુ) તે કાકુ લઇ જશે.
qu' apporte le chasseur ? (કાં પોર્ત લે શાસેર) શીકારી શું લાવે છે ?
il apporte deux liévres (ઇલ આપોર્ત દે લિએવ્ર) તે બે સસલા લાવે છે.

avez vous aussi été à la chasse? (આવે વુ ઓસી એતે આ લા શાસ) તમે પણ શિકાર કરવા ગયા હતા?

Oui, Monsieur, nous avons été à la chasse hier (ઉવી, મોન્સીયેર નુંઝા વોંઝે તે આલા શાસ ઇયેર) હા, સાહેબ, અમે ગઈ કાલે શિકારે ગયા હતા.

a quoi pensez vous? (આ કુઓ પાન્સેવુ) તમે શેનો વિચાર કરો છો?

je pense à mon théme français (ઝે પાન્સ આ મોં તેમ ફ્રાન્સે) હું મારા બોધ પાઠનો વિચાર કરૂં છું.

a quel jeu jouerons-nous demain? (આ કેલ ઝે ઝુએરોં-નુ દેમેં) આપણે કઈ રમત કાલે રમવાના છીએ?

nous jouerons à la balle (નુ ઝુએરોં આ લા બાલ) આપણે નાચમાં રમશું.

que cherchez vous? (કે શેરશે વુ) તમે શું ગોતો છો?

je cherche mes gans (ઝે શેરશ મે ગો) હું મારા મોજાં ગોતું છું.

---

## પાઠ ૨૦ મો.

કેટલાંક ક્રિયાપદ er રેગ્યુલર છે તેના છેડાના રૂપાંતર થાય છે જેમ jeter (ઝેતે) ફેંકવું, rejeter (રેઝેતે) પાછું ફેંકવું. કેટલાક eler માં પણ છે appeler (આપેલે) બોલાવવું, renouveler (રેનુવેલે) સુધારવું. જ્યારે આ ક્રીયાપદો વર્તમાનકાળના એક વચનના પહેલો, બીજો ને ત્રીજો પુરૂષમાં અને ભવિષ્યકાળમાં છેકો e હોય ત્યારે t અને l ને ડબલ કરવો પડે છે.

| વર્તમાનકાળ એકવચન. | બહુવચન. |
|---|---|
| je jette (ઝે ઝેત) હું ફેંકું છું. | nous jetons (નુ ઝેતાં) અમે ફેંકીએ છીએ. |
| tu jettes (તી ઝેત) તું ફેંકે છે. | |
| il jette (ઇલ ઝેત) તે ફેંકે છે. | jetez ,, |

ભવિષ્યકાળ

je jetterai (ઝે ઝેતેરે) હું ફેંકીશ
tu jetteras (તી ઝેતેરા) તુ ફેંકીશ.
} nous jeteraions

j'appelle (ઝાપેલ)હું બોલાવું છું. nous appelons (નુ ઝાપેલો)
tu appelles (તી આપેલ) તું બોલાવે છે. vous appeley (વુ ઝાપેલે)
il appelle (ઇલ આપેલ) તે બોલાવે છે. ils appellent (ઇલ આપેલ)

acheter (આશેતે) ખરીદવું, આ ક્રિયાપદમાં બે તે (t) લખાતા નથી પણ e (એ) ઉપર હે અ વે છે (`) આકસાંગ્રાવ મુકવો.

j'achète (ઝાશેત) હું ખરીદું છું. nous achetons (નુ ઝાશેતોં)
tu achètes (તિ આશતે) તું ,, vous achetez (વુ ઝાશેતે)
il achéte (ઇલિ આશેત) તે ,, ils achètent (ઇલ ઝાશેત)

ભવિષ્યકાળ.

j'achèterai (ઝાશેતેરે) હું ખરીદીશ.

eler ક્રિયાપદને છેડે હોય ત્યારે r છોડી દે છે.

geler (ઝેલે) ઠરી જવું. je gele (ઝે ઝેલ) હું ઠરી જઉં છું.
semer (સેમે) વાવવું. mener (મેને) દોરી લઇ જવું.
lever (લેવે) ઉઠવું. આ ક્રિયાપદમાં (`) આકસાં ગ્રાંવ મુકવાની રીત છે જેમ je séme (ઝે સેમ) હું વાવું છું.
je mène (ઝે મેન) હું દોરીને લઇ જઉં છું.
Espérer (એ સ્પેરે) આશા રાખવી.

j' espère (ઝેસ્પેરે) હું આશા રાખું છું. nous espérons (નુ ઝેસ્પેરોં)
tu espéres (તિ એસ્પેર)તું ,, vous espérez (વુ ઝેસ્પેરે)
il espére (ઇલ એપેર) તે ,, ils espèrent (ઇલ ઝેસ્પેર)

ger જેમ juger (ઝીઝે) જજ્જમેન્ટ સંભળાવવું.
partager (પારતાઝે) ભાગ પાડવો, આવા ક્રિયાપદોમાં r છોડી દે છે.
manger (માંઝે) ખાવું.

je mange (ઝે માંઝ) હું ખાઉં છું. nous mangeons (નુ માંઝઓં)

ભુતકાળ je mangeais (માંઝે) મેં ખાધુ હતું.

tu mangeais (તી માંઝે) તેં ખાધું હતું.
il mangeait (ઇલ માંઝે) તેણે ખાધુ હતું.
nous mangions (નુ માંઝીઓં) અમે ખાધુ હતું.
vous mangiez (વુ માંઝીએ) તમે ખાધુ હતું.
ils mangeaient (ઇલ માંઝે) તેઓએ ખાધુ હતું

cer આવા ક્રિયાપદના રૂપમાં જ્યારે સે (c) ની પછી a o આવે ત્યારે (‸) સેદીલ મુકે છે જેમ commencer (કોમાંસે) શરૂ કરવું placer (પ્લાસે) મુકવું.

je place (ઝે પ્લાસ) હું મુકું છું. nous plaçons (નું પ્લાસોં).
tu places (તી પ્લાસ) તું મુકે છે. vous placez (વુ પ્લાસે)
il place (ઇલ પ્લાસ) તે મુકે છે. ils placent (પ્લાશે)

ભુતકાળ.

je plaçais, tu plaçais, ils plaçait.

મેં મુક્યું. nous placions, vous placiez, ils plaçaint,
ayer, eyer, oyer આવા ક્રિયાપદમાં y ઇગ્રેકનો i થાય છે ને પછી તેને પ્રત્યય લાગે છે.

payer (પેઇયે) પૈસા આપવા. employer (આંપ્લોઇયે) કામમાં લેવું
effrayer (એફ્રાઇયે) બીવડાવવું. essuyer (એસીઇયે) લુછી નાંખવું
je paie (ઝેપેઇ) હું પૈસા આપું છું. nous payons (નુ પેઇયોં) અમે પૈસા આપીએ છીએ.
tu paies (તિ પેઇ) ,, vous payez (વુ પેઇએ) ,,
il paie (ઇલ પેઇ) ,, ils paient (ઇલ પેઇ) ,,
વર્તમાનકુદંત. payant (પેઇયાં) ભુતકૃદંત payé (પેઇયે)
j' emploie (ઝમ્પ્લુઉવા) nous employons (નુ ઝાંમ્પ્લોયોં)
tu emploies (તિ આંમ્પ્લુઉવા) vous employez (વુ ઝાંમ્પ્લોયે)
il emploie (ઇલ આમ્પ્લાઉવા) ils emploient (ઇલ ઝાં પ્લુઉવા)
વર્ત. કૃ. employant. ભુત કૃ. employé

ભુતકાળ.

je payais (ઝે પેઇયે) મેં પૈસા આપ્યા nous payions (નુ પેઇયોં)
j' employais (ઝાં પ્લોઇયે) nous employions (નુ ઝાંપ્લોઇયોં).
j'essuyais (ઝે સીયે) nous essuyions (નુ ઝેસીઇઓ)

ભવિષ્યકાળ.

je paierai, j'emploierai, j'essuierai

ier ના છેડાના ફેરફાર ડબલ ઈ (ii) મુકે છે જેમ prier (પ્રીઇયે). પ્રાર્થના કરવી, crier (ક્રીઇયે) રડવું, બુમ પાડવી.

શબ્દો.

la vertu (લાવેરતી) બહાદુરી.
la beauté (લા બોતે) સુંદર.
préférer (પ્રેફેરે) રજુ કરવું.
l'amitié (લામિતિએ) દોસ્તી
le vent (લે વાં) પવન.
la pluie (લા પ્લુઉવી) વરસાદ.
la terre (લા તેર) જમીન.
élever (એલેવે) કેળવવું.
la jeunesse (લા ઝેનેસ) જુવાની.
la vieillesse (લા વિએઇએસ) ઘડપણ.
sécher (સેશે) સુકવવું.
effrayer (એફ્રાઇયે) બીવડાવવું.
la force (લા ફોર્સ) જોર, બળ.
le bruit (લે બ્રુઇ) અવાજ, ઘોંઘાટ.
la servante (લા સરવાંત) આયા દાસી.
la chambre (લા શામ્બ્ર) ઓરડો.
le chemin (લે શેમે) રસ્તો.
nettoyer (નેતોયે) સાફ કરવું.
la pierre (લા પિએર) પત્થર.
la cuisinière (લા કુઝીનીએર) રસોઈ કરનારી.
posséder (પોસેદે) સ્વાધીન કરવું.
le jardinier (લે ઝારદીનીયે) માળી.
si (સિ) જો અગર plus (પ્લી) વધારે.
essuyer (એસીયે) લુછી નાખવું.

વાક્યો.

le sage préfére la vertu à la beauté (લે સાઝ પ્રેફેર લા વેરતી આલા બોતે) ડહાપણ સુંદરતામાં શૌર્યને આગલ લાવે છે.

L'amitié se paie par l'amitié (લામીતીએ સે પે પાર લામીતીએ) મીત્રતાનો બદલો મીત્રતાથી અપાય છે.

les parents élévant leurs enfants (લે પારાં એલેવાં લેરઝાંફાં) મા બાપ પોતાનાં છોકરાંઓને કેળવે છે.

Oû ménes tu ce chien ! (ઉ મેન તીસેશીયાં) આ કુતરાને તું કયાં લઈ જાય છે ?

je le (તેને) méne á la chasse (ઝેલે મેન આ લાશાસ) હું તેને શીકારે લઇ જઉ છું.

il gèlera cette nuit (ઇલ ઝેલેરા સેત ન્વી) તે આજ રાતના ઠરી જશે.

Il a gelé (ઇલ આઝેલે) તે ઠરી ગયો છે.

elle achéte un livre (એલ આશેત એં લિવ્ર) તેણી એક ચોપડી ખરીદ કરે છે.

les vents sèchent la terre trempée par la pluie ( લેવાં સેશ લાતેર ત્રાંપે પાર લાપ્લી ) વરસાદથી ભીંજાએલી જમીનને પવન સુકવી નાંખે છે.

nous achètons des fruits (નુઝાશેતો દે ફ્રુઇ) અમે ફ્રુટ ખરીદીએ છીએ.

vous achéteriez cette maison si elle n'était pas si chére ( વુ ઝાશેતેરીએ સેન મેઝોં સી એલ ને તે પા સીશેર ) જો તે એટલું બધું મોંઘુ ન હોત તો તમે આ ઘર ખરીદત.

je l'appellerai tout de suite ? (ઝે લાપેલેરે તુ દે સ્વીત) હું તેને હમણાંજ બોલાવીશ.

Qui ne préfé rerait pas la jeunesse à la vceillesse (કીને પ્રેફેરેરે પા લા ઝેનેસ આલા વીએઇએસ) કોણ ઘડપણમાં જુવાની લાવી શકે !

nous partageons avce nos amss tout ce que nous avons ( નુ પીર્તા ઝોં આવેક નોઝામી તુ સેક નુઝાવેં ) આપણી પાસે જેટલું હોય તેટલું આપણે મીત્રો સાથે વેંચી લેવું.

Oú sont mes pommes ? ( ઉ સોં મે પોમ ) મારા સેબફળ કયાં છે?

nous les mangeâmes heir (નુંએ માઝેમ ઇયેર) અમે ગઇ કાલે ખાઇ ગયા.

mon frère et moi ( મોં ફ્રેર એ મુઉવાં ) મારો ભાઇને હું.

j'espère que il n'arrivera plus demain ( ઝેસપેર કે ઇલ નારી વેરા પ્લી દેમે ) હું આશા રાખું છું કે તે કાલે આવશે નહી.

cela m'effraie ( સેલા મેફ્રે ) આ મને બીવરાવે છે

ce jeune homme emploie bien son temps ( સે ઝેન હોમ આંપ્લુઉવા બીયાં સોંતાં ) આ જુવાન માણસ પોતાનો વખત સારી રીતે ગુજારે છે.

nous emploierons toutes nos forces ( નુઝાં પ્લુઉવાએરોં તુત નોફોર્સ ) આપણે આપણું બધુ બળ વાપરશું.

ce bruit m'a effrayé ( સે બ્રુઉવી માં એફ્રાઇયે) આ અવાજે મને બીવડાવ્યો છે.

la servante nettoie les chambres ( લા સરવાંત ને તુઉવા લે શામ્બ્ર ) આયા ઓરડાઓ સાફ કરે છે.

les maitres aiment les écoliers qui emploient bien leur temps (લે મેત્ર ઝેમ લેઝેકાલીએ કી આંપ્લુ આંબીયાં લેરતાં) જે છોકરાંઓ પોતાનો વખત સારી રીતે ઉપયોગમાં લે છે તેને માસ્તરો ચાહે છે.

nous crions longtemps (નુક્રીઓં લોંતાં) અમે લાંબો વખત થયાં બુમ પાડીએ છીએ.

qui a appelé ? (કી આ આપેલે) કોણે બોલાવ્યો છે ?

ton pére a appelé (તોં પેર આ આપેલે) તારા બાપે બોલાવ્યો છે.

avez vous nettoyé les chemins (આવેવું ને ત્વાયે લે શેમેં) રસ્તાઓ તમે સાફ કર્યા છે ?

pas encore (પાઝાં કોર) હજી નહિ.

je les nettoierai ce soir (ઝે લેનેત્વાયેરે સે સુઆર) હું તેઓને આ સાંજના સાફ કરીશ.

qui me protègera (કિ મે પ્રોતેઝેરા) મારૂં કોણ રક્ષણ કરશે?

Dieu vous protêgera (દિએ વુ પ્રોતેઝેરા) પરમેશ્વર તમારૂં રક્ષણ કરશે.

Nettoies tu la chambre? (નેતુંઉવા તીલા શામ્બ્ર) તું ઓરડો સાફ કરે છે ?

je nettoie toute la maison (ઝે નેતુઉંવા તુત લામેંઝોં) હું આખું ઘર સાફ કરૂં છું.

avez vous payé ces livres ? (આવે વુ પેઇએ સે લિવ્ર) આ ચોપડીઓના તમે પૈસા આપ્યાં છે ?

mon père les a payés (મોં પેર લે ઝાં પેઇયે) મારા બાપે તે આપ્યા છે.

combien coûtent-ils (કોમ્બીયાં કુતતિલ) તેની કેટલી કીમત પડેછે?

ils coûtent sept florins (ઇલ કૂત સેત ફ્લોરેં) તેની સાત ફ્લોરીન કીમત બેઠી છે.

que mangeais tu ? (કે માંઝેતી) તે શું ખધું ?

je mangeais des noux (ઝે માંઝે દે નુઉવા) મેં અખરોટ ખાધી.

Où mène t-on ce cheval ? (ઉ મેનતોં સે સેવાલ) આ ઘોડાને કયાં લઇ જઇએ છીએ ?

On le (તેને) mène chez le maréchalferrant (ઓં લે મેન શેલે મારેશલ ફેરાં) આપણે તેને નાળ જડવાવાલાને ત્યાં લઇ જઇએ છીએ.

crois tu qu'il gèle cette nuit? (કુઇવા તિ કીલ ઝેલ સેતન્વી) તું ધારે છે? આજ રાતના ટંડી પડશે?

il a déjà gelé (ઇલ આદે ઝા ઝેલે) તે ટંડી પડી ગયેલી છે.

achèterez-vous du thé ou du café? (આશેતેરે વુદીતે ઉ દી કાફે) તમે ચા કે કાફી ખરીદશો?

je n'aime pas le thé, j'achèterai du café (ઝે નેમ પા લે તે, ઝાશેતેરે દીકાફે) મને ચા ગમતી નથી. હું કાફી લઇશ.

Où achetez vous votre farine? (ઉ આશેતેવુ વોત્ર ફારીન) તમે તમારો આટો કયાંથી ખરીદો છો?

chez le (તે) meunier (મિલમાંથી)

qui a jeté cette pierres (કીઆ ઝે તે સેત પિએર) આ પત્થર કોણે ફેંકયો છે?

je crois que c'est Rober (ઝે કુઇવા સે રોબર) હું ધારૂં કે તે રોબર છે.

-que fit un jour un pére? (કે ફી એંઝુર એંપેર) બાપે એક દીવશ શું કર્યું.

il partagea ses biens entre ses trois fils (ઇલ પારતાઝા સેબીઆં ઝાંત્ર સેત્રુઆ ફીસ—તેણે પોતાના ત્રણ છોકરાં વચે સારી રીતે ભાગ પાડી આપ્યાં.

---

## પાઠ ૨૧ મો. fenir (ફનિર) પુરૂં કરવું.

### વર્તમાનકાળ.

| | |
|---|---|
| je finis હું પુરૂં કરૂં છું. | nous finissons (નુ ફીનીસો) અમે પુરૂ કરીએ છે. |
| tu finis તું ,, | vous finissez (વુ ફીનીસે) ,, |
| il finit તે ,, | ils finisent (ઇલ ફીનીસ) ,, |

ભુતકાળ.

je finissais (જે ફિનિસે) મેં પુરૂં કર્યું. — nous finissions (નુ ફીનીસીઓ)

tu „ તેં „ — vous finissiez (વુ ફીનીસીએ)

il finissait તેણે „ — ils finissaient (ઈલ ફીનીસે)

ભવિષ્યકાળ પુરૂ કરીશ.

ji finirai (જે ફીનીરે) હું પુરૂ કરીશ. — nous finirions (ફિનિરીઓં)

tu finiras (તિ ફીનીશ) તું પુરૂ કરશે — vous finirèz

il finira (ઈલ ફીનીરા) તે પુરૂ કરશે — ils finiront

વર્તમાન. — ભુત કૃદંત.

finissent — fini

પુર્ણ વર્તમાન avoir fini

j'ai fini (મેં પુરૂં કરૂં છે. — nous avons fini પુરૂં કર્યું છે.

tu as fini „ — vous avez fini „

il a fini „ — ils ont fini „

j'avais fini (ઝાંવે ફીની) મેં પુરૂં કર્યું હતું.

પુર્ણ ભવિષ્યકાળ.

j'aurai fini હું પુરૂં કરી ચુકયો હઈશ.

સંયુકત ક્રિયાપદમાં.

bâtir (બાતિર) બાંધવું choisir (શુઉવાઝીર) પસંદ પડવું. એકજ ઉપરની રીત છે.

remplir (રામ્પલીર) ભરવું.

haïr (હાઈરિ) ધીકારવું. (આમાં r) પડતો મુકે છે.

શબ્દો.

je hais (હું ધીકારૂં છું.) ધીકારી છીએ.

Nourrir (નુરીર) ખવડાવવું.

Obéir (ઓબેઈર) આજ્ઞા માનવી

remplir (રાંમ્પ્લીર) ભરવું.

bâtir (બાતિર) બાંધવું.

embellir (આંમ્બેલીર) શણગારવું.

શબ્દો.

punir ( પિનીર ) શિક્ષા કરવી.
le vice (લેવિસ) અનિતી, દુર્ગુણ.
le devoir ( લેદેવુઆર ) ફરજ ધર્મ.
la version ( લા વેરસીઓં ) સમજુતી
la pomme de terre બટેટાં.
l'occasion ( લોકાઝીઓં ) અવસર સાધન.
salir ( સાલીર ) બગાડવું.
nous haïssons (નુઝાઇસોં) અમે
toujours ( તુઝુર ) હમેશાં.
la flatterie ( લાફ્લાતેરી ) ખુશામત.
le menteur ( લેમાંતેર ) જુઠું બોલનાર.
le voleur ( લેવોલેર ) ચોર.
saisir ( સેસીર ) પકડવું.
rendre ( રાંદ્ર ) પાછું આપવું.
la tâche ( લાત શ ) પાઠ.
le palais ( લેપાલે ) મહેલ.
la couleur ( કુલેર ) રંગ.
réjouir (રેઝુઇર) આનંદીત કરવું.
chambre à coucher (શાંબ્રઆ કુશે ) સુવાનો ઓરડો.

le pain nourrit les hommes ( લે પેં નુરીલેઝોમ ) રોટલો માણસનું પોષણ કરે છે.

les bons enfants obéissent à leurs parents et à leurs maitres ( લે બોં ઝાંફાં ઓબેઇસ આ લેર પારાં એ આલેર મેત્ર ) સારાં છોકરાઓ પોતાના માબાપ અને પોતાના માસ્તરોની આજ્ઞામાને છે

Remplis ce verre ( રાંપ્લી સેવેર ) આ ગ્લાસ ભરેલો છે.

Remplissez ces verres ( રાંપ્લીસે સેવેર ) આ ગ્લાસો ભરો.

qui a rempli les bouteilles ? ( કીઆ રાંપ્લી લે બુતેઇ ) આ શીશીઓ કોણે ભરી છે?

Romulus et Rémus bâtirent la ville de Rome l'an 753 avant Jésus Christ ( રોમીલી એ રેમી બાતીર લાવિલ દે રોમ લાં સેનસાં સેકાંતત્રુઆ આવાં ઝેઝી ક્રીસ્ત ) રોમીલી અને રેમો રોમનું શહેર ઇસુ ખ્રીસ્તની પહેલા ૭૫૩ માં બાંધેલાં છે.

les fleurs embellissent les jardins et les prairies ( લે ફ્લેર આંબેલીશ લે ઝારદે એ લે પ્રેરી ) ફુલો વાડીઓ અને બીડોને શણગારે છે.

On punira les enfants qui n'obéissent par à leur maitre ( ઓં પિનીરા લે ઑફાં કી નોબેઇસ પાર આલેર મેત્ર ) જે છોકરાંઓ પોતાના માસ્તરનો હુકમ માનતા નથી તેને આપણે શિક્ષા કરશું.

j'espère que vous aurez puni ce méchant garçon ( જેસપેર કે વુઝોરે પીની સે મેશાં ગારસોં ) હું આશા રાખું છું કે આ તોફાની છોકરાને તમે શિક્ષા કરી હશે.

le maitre a puni le petit menteur ( લે મેત્ર આ પિની લે પીતી માંતેર ) માસ્તરે નાના જુઠાને શિક્ષા કીધી છે.

On a saisi les voleurs (ઓંના સેઝી લે વોલેર) અમે ચોરોને પકડયાં.

notre voisin bâtit une grande maison ( નોત્ર વુઉઝાઝેં બાતી ઇન ગ્રાંદ મેઝો ) અમારો પાડોસી મોટું ઘર બાંધે છે.

nos voisins bâtissent de grandes maisons ( નો વુઝેવાઝેં બાતીસ દે ગ્રાંદ મેંઝો ) અમારા પાડાસીઓ મોટા ઘરો બાંધે છે.

je bâtirais aussi si j'avais plus d'argent ( જે બાતીરે ઓસી ઝાંવે પ્લી દારઝાં ) જો મારી પાસે વધારે પૈસા હોત તો હું પણ બાંધત.

je hais le vice j'aimerai toujours la vertu (ઝહે લે વિસ ઝેમેરે તુઝુર લાવેરતી ) હું અનીતિને ધીકારૂં છું હમેશાં હું શૌર્યને ચાહીસ.

Haïssez le vice, il vous rend malheureux ( હાઇસે લેવિસ ઇલ વુરાં માલહેરે ) દુર્ગુણને ધિઃકારો, તે તમોને દુઃખ પાછું લાવે છે.

nous haïssons la flatterie ( નુ ઝાઇસો લા ફ્લાતેરી ) આપણે ખુશામતને ધીકારીએ છીએ.

ne salissez pas vos habits ( ને સાલીસે પા વોઝાબી ) તમારો કોટ ખરાબ કરશો નહિ.

les science nourrissent la jeunesse et réjouissent la vieillesse ( લે સિઆંસ નુરીસ લાઝેનેસ એ રેઝુઇસ લા વીઇએસ ) હુન્નર (કોઇ પણ પ્રકારનું જ્ઞાન ) જુવાનીને પોષણ આપે છે અને ઘડપણને આનંદ ઉપજાવે છે.

voici deux couteaux un grand et un petit lequel choisirez vous ? ( વુઉવાસી દે કુતો; એં ગ્રા એ એ પેતી લેકેલ શુઉવાઝીરેવું ?) અહીં બે છરી છે એક મોટીને એક નાની તમે કઇ પસંદ કરશો ?

je choisirai le petit qui (જે) est le plus joli (ઝે શુઉવાઝીરે તે પેતી કીએ લે પ્લીઝોલી) હું જે વધારે સારી છે તે નાની પસંદ કરીશ.

cet homme remplit-il ses devoirs? (સેતોમ રાંપ્લી તીલ સે દેવુઉવાર) આ માણુસ પોતાની ફરજો બરાબર પરીપુર્ણ કરે છે?

pas toujours (પાતુઝુર) હમેશાં નહિ.

avez-vous rempli toutes les bouteilles? (આવે વુ રાંપ્લી તુત લે બુતેઇ) તમે બધી બાટલીઓ ભરી છે?

Non, Monsieur, je n'avais pas assez (પુરતો) de vin pour les (તેઓને) remplir (નોં, મોસીયે, ઝે નાવે પા આસે દ વેં પુરલે રાંપ્લીર) નહિ, સાહેબ મારી પાસે તેઓને ભરવાને પુરતો દારૂ નહિ હતો.

qui bâtit cette belle maison? (કીબાતી સેત બેલ મેંઝો) આવું સુંદર ઘર કોણુ બાંધે છે?

c'est mon voisin qui la batit (સે મોં વુઉવાઝેં કીલા બાતી) જે બાંધે છે તે મારો પાડોસી છે.

ne bâtirez vous pas aussi? (ને બાતીરે વુપા ઓસી?) તમે પણુ બાંધસો નહિ?

Oui, je bâtirai aussí l'année prochaine (ઉવી, ઝે બાતીરે ઓસી લાને પ્રોશેન) હા, હું પણુ આવતે વરસ બાંધીસ.

Pourquoi ne bâttissez vous pas à présent? (પુરકુઉવા ને બાતીસે વુ પા આ પ્રેઝાં?) શા માટે તમે હમણાં બાંધતાં નથી?

je bâtirais encore cette année si j'avais aasez d'argent? (ઝે બાતીરે આંકોર સેત આને સી ઝાવે આસે દરઝાં) જો મારી પાસે પુરતા પૈસા હોત તો આ વરસે પણુ હું બાંધત.

qui a sali ce livre? (કીઆ સાલી સેલિવ્ર) આ ચોપડી કોણે બગાડી છે?

c'et Martin (સે માર્તે) તે માર્તે છે)

comment as-tu fait cela? (કોમાં આતીફે સેલા) તેં કેવી રીતે આ કીધું છે?

la plume est tombée dessus (લાપ્લીમ એ તોમ્બે દેસી) કલમ તે ઉપરથી પડી ગઈ.

avez vous fini votre thème? (આવે વુ ફિની વોત્ર તેમ) તમે તમારા પાઠ પુરા કર્યા છે?

nous le (તેને) finirons ce soir (નુલે ફીનીરોં સે સુઉવાર) અમે આજ સાંજે પુરા કરશું.

qui a bâti la ville de Rome (કિ આ બાતી લાવિલ દેરોમ?) રોમનું શહેર કોણે બાંધ્યું છે?

Romulus et Rémus (રોમીલી અને રેમીએ)

qui a puni mon fils (કીઆ પિની મોંફીસ) મારા છોકરાને કોણે શિક્ષા કરી છે?

le maitre de musique (લે મેત્ર દેમીઝીક) વાજીંત્ર માસ્તરે.

ne trouvez vous pas que j'ai embelli mon jardin? (ને ત્રુવેવુપા કે ઝે આંબેલી મોંઝારદે) મારો બગીચો મેં શણગાર્યો છે તે તમે જોતા નથી?

certainement ce jet d'eau embellit beaucoup votre jardin (સેરતેનમાં સેઝે દો આંબેલી બોકુ વોત્ર ઝારદે) ખચીત આ પાણીનો ફુઆરો તમારા બગીચાને ઘણો શોભાવે છે.

Haïssez vous le vice? (હાઇસે વુ લે વિસ) દુર્ગુણને તમે ધીકારો છો?

Oui, je hais tous le vices (ઉવી ઝે હે તુ લે વિસ) હા, હું બધા દુર્ગુણોને ધીકારૂં છું.

pourquoi haïssez-vous votre voisin (પુરકુઉવા હાઇસેવુ વોત્ર વુઉવાઝેં) શા માટે તમે તમારા પાડોસીને ધીકારો છો?

je ne le (તેને) hais pas; je hais seulement ses flatteries (ઝે ને લે હેપા; ઝે હે સેલમાં સેફ્લાતેરી) હું તેને ધીકારતો નથી; હું માત્ર તેની ખુશામતને ધીકારૂં છું.

## પાઠ ૨૨ મો. vendre ( વાંદ્ર ) વેચવું.

વર્તમાન કાળ.

| | |
|---|---|
| je vends હું વેચું છું (જેવાં) | nous vendons ( નુ વાંદોં ) અમે વેચીએ છીએ. |
| tu vends તું વેચે છે ,, | vous vendez (વુ વાંદે) તમે ,, |
| il vend તે વેચે છે ,, | ils vendent (ઇલ વાંદ) તેઓ ,, |

ચાલુ ભુતકાળ.

| | |
|---|---|
| je vendais (જે વાંદે) હું વેચતો હતો | nous vendions (નુવાંદીઓ) |
| tu vendais (તી વાંદે) તું વેચતો હતો | vous vendiez (વુ વાંદીએ) |
| il vendait (ઇલ વાંદે) તે વેચતો હતો | ils vendairent ( ઇલવાંદે ) |

ભુતકાળ.

| | |
|---|---|
| je vendis (જે વાંદી) મેં વેચ્યું | nous vendimes ( નું વાંદીમ ) અમે વેચ્યું. |
| tu vendis (તી વાંદી) ,, | vous vendites (વુ વાંદીત) તમે વેચ્યુ |
| il vendit (ઇલ વાંદી) ,, | il vendirent (ઇલ વાંદીર) તેઓએ ,, |

ભવિષ્યકાળ.

| | |
|---|---|
| je vendrai (જે વાંદ્રે) હું વેચીશ | nous vendrons (નું વાંદ્રોં) અમે વેચશું. |
| tu vendras ( તીવાંદ્રા ) ,, | vous vendrez (વુ વાંદ્રે) ,, |
| il vendra ( ઇલવાંદ્રા ) ,, | ils vendront (ઇલ વાંદ્રે ) ,, |

| વર્તમાન કૃદંત | ભુત કૃદંત. |
|---|---|
| vendant ( વેચતાં ) | vendu ( વાંદી ) વેચેલું. |

પુર્ણ વર્તમાનકાળ.

| | |
|---|---|
| j'ai vendu (જે વાદી) મેં વેચ્યું છે | nous avez vendu (નુઆવે વાંદી ) avoir vendu વેચ્યુ છે. |
| tu as vendu (તી આવાંદી) ,, | vous avez vendu (વુ આવે વાંદી ) |
| il a vendu (ઇલ આ વાંદી) ,, | ils ont vendu (ઇલ ઓં વાંદી) |

પુર્ણ ભુતકાળ.

j'avais vendu ( ઝ.વે વાંદી ) મેં વેચ્યું હતું.

અગાઉ થઇ ગયેલ—j'eus avendu

પુર્ણ ભવિષ્યકાળ.

j'aurai vendu ( ઝોરે વાંદી ) હું વેચી ચુકયો હશ.

ભુત ભવિષ્યકાળ

j'aurais vendu ( ઝોરે વાંદી ) હું વેચી ચુકયો હોત.

એવી રીતે બીજા ક્રિયાપદો છે.

perdre ( પેરદ્ર ) ખોવુ.

attendre ( આતાંદ્ર ) થોભવું—રાહ જોવી.

répondre ( રેપોંદ્ર ) જવાબ આપવો.

battre ( બાત્ર ) મારવુ એ માટે ચોકસ નિયમ છે.

je bats ( ઝંબા ) હું મારૂં છું.

tu bats, il bat nous battons vous battez ભુત કુ.ંત battu.

Rompre ( રોંપ્ર ) તોડવું je romps ( ઝે રોં ) tu romps il ront બાકીના સરખા રૂલ છે.

Rire ( રિર ) હસવું. je ris ( ઝેરી ) tu ris il rit nous rions ( નુરીઓં ) vous riez ( વુરીએ ) ils rient ( ઇલરી ) conclure ( કોંકલીર ) બંધ કરવું. રેગ્યુલર છે.

je conclu ( ઝે કોંકલી ) tu conclus ( તિકોંકલી ) il conclut ( ઇલ કોંકલી ) nous concluons ( નુ કોંકલીઓં ) ભવિષ્યકાળ je conclurai ભુત કૃદંત conclu.

શબ્દો.

la bague ( લા બાગ ) વીંટી.
répandre ( રેપ્રાંદ ) પાથરવું.
le bruit ( લે બ્રુઇ ) અવાજ.
la mort ( લામોર ) મરણ
défendre ( દેફાંદ્ર ) મના કરવી.
entendre ( આંતાંદ્ર ) સાંભળવું.

fumer (ફ્યુમે) બીડી પીવી ધુમાડો કાઢવો.
le sang ( લેસાં ) લોહી.
l'œil ( લેઇલ ) આંખ.
gauche ( ગોશ ) ડાબું droit ( દ્રુઆ ) જમણું.

શબ્દો.

les armes (લે ઝાર્મ) હથીઆરો.
la sagesse (લાસાઝેસ) ડહાપણુ.
l'honeur (લોનેર) માન.
la canne (લાકાન) લાકડાં.
les gens (લેઝાં) લોકો.
un peu (એંપે) જરા.
descendre (દેસાંદ્ર) નીચે આવવું.
le tonnerre (લેનોનેર) ગડગડાટ.
le travail (લેત્રાવેઇ) કામ.
desirer (દેઝીરે) ઇચ્છયું.
fleurir (ફ્લેરીર) ફેલાવું.

j'ai vendu mon cheval (જે વાંદી મોંશેવાલ) મેં મારો ઘોડો વેચ્યો છે.

Nous avons vendu nos chevaux (નુઝાવોં વાંદી નો શેવો) અમે અમારા ઘોડા વેચ્યા છે.

je perdis hier ma bourse (જે પેરદીં ઇયેર માબુર્સ) ગઇ કાલે મેં મારી પૈસા રાખવાની કોથળી ગુમાવી.

vous perdites votre bague (વુ પેરદીત વોત્ર બાગ) તમે તમારી વીટી ગુમાવી છે.

la vieille femme vendait des cerises (લા વીઇએ ફામ વાંદે દે સેરીઝ) બુઢી બાઇએ ચેરીના ઝાડ વેચી નાખ્યા.

nous vendions du fromage et du beurre (નું વાંદીઓં દીફ્રોમાઝ એ દીબેર) અમે માંખણને પનીર વેચી નાંખ્યું.

On a répandu le bruit de la mort du roi (ઓંના રેપાંદી લે બ્રીઇ દેલા મોર દી રૂઉવા) દરેક જણે રાજાના મરણની ખબર ફેલાવી છે.

il est défendu de fumer ici (ઇલ એ દેફાંદી દે ફીમે ઇસી) અહીંઆ બીડી પીવાની મના કરવામાં આવી છે.

qui défend cela ? (કી દેફાંદ સેલા) ત્યાં કોણ મના કરે છે?

Entendez-vous le bruit ? (આંતાંદે વુ લે બ્રુઇ) તમે ઘોંઘાટ સાંભળો છો?

qui a battu mon chien (કી આ બાતી મોંશીવાં) મારા કુતરાને કોણે માર્યો છે?

Ne bats pas cet enfant (ને બા પા સેતાંફાં) આ બાળકને મારતા નહિ.

il bat son cheval (ઇલ બા સોંશેવાલ) તે પોતાના ઘોડાને મારે છે.
Répondez, moi; mon fils (રેપોંદે મુઉવા મોં ફીસ) મારા છોકરા મને જવાબ આપો.
Réponds à ton maitre? (રેપોં આ તોં મેત્ર) તારા માસ્તરને જવાબ આપ?
je répondis que j'e'tais malade (ઝે રેપોંદી કે ઝેતે માલાદ) મેં જવાબ આપ્યો કે હું માંદો હતો.
ce tyran cruel a re'pondu beaucoup de sang innocent (સે તીરાં ક્રીએલ આ રેપોંદી બોંકુ દે સાં ઇનોસાં) આ ઘાતકી રાજાએ નીરપરાધીનું લોહી ઘણું વહેવડાવ્યું છે.
jules a de'ià perdu scn œil gauche (ઝીલ આદેઝાંપેરદી સોંનેઇ ગોસ) ઝીલે પોતાની ડાબી આંખ પહેલાં ગુમાવી છે.
il perdra aussi son œil droit (ઇલ પેરદ્રા ઓસી સોંનેઇ દ્રુવા) તે પોતાની જમણી આંખ પણ ગુમાવશે.
tu perds ton argent (તી પેર તોંનારઝાં) તું તારા પૈસા ગુમાવે છે.
nous perdons tout notre temps (નુ પેરદોં તુ નોત્રતાં) આપણે આપણો બધો વખત ગુમાવીએ છીએ.
nous sommes descendus dans une vallée riante (નુ સોમ દેસાંદી દાંઝીન વાલે રીયાંત) આપણે આનંદીત ખીણમાં નીચે ઉતરી આવ્યા છીએ.
Pourquoi riez vous? (પુઃકુઉવા રીએ વુ) તમે શા માટે હસો છો?
je ne ris pas (ઝે ને રી પા) હું હસતો નથી. je n'ai pas ri હું હસ્યો નથી.
qui a perdu cette bourse (કી આપેર્દી સેત બુર્સ) આ થેલી કોણે ખોઈ છે?
je crois que Goulamali a perdu une bourse (ઝે ક્રુઉવા કે ગુલામઅલી આપેર્દી ઇનબુર્સ) હું ધારૂં છું કે ગુલામઅલીએ થેલી ગુમાવી છે.
A-t-il aussi perdu de l'argent? (આતીલ ઓસી પેર્દી દે લરઝાં) તેણે થોડા પૈસા પણ ગુમાવ્યા છે?

